નરસીંહ મેહેતાનાં બનાવેલાં.

# પ્રભાત સંગ્રહ

## હારમાળા.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. પ્રેમચંદ હઠીસંગ છુકસેલર.**

ઠે૦ તાંબાકાંટા વીઠલદાસ ખાવચંદની દુકાને મુંબઇ.

**મગનલાલ મનસુખરામ બુકસેલર–અમદાવાદ.**

**બુ. લલુભાઈ અમુલખદાસ.**

ઠે૦ માણેકચોકમાં અમદાવાદ તથા ડાકોર.



સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

આવૃત્તિ ૧ લી. નકલ ૫૦૦૦.

કીંમત ૪ આના.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ

# પ્રભાત સંગ્રહ.

## નરસિંહ મહેતાનાં પ્રભાતીયાં.

## જુનાગઢનો વડનગરો નાગર—ગુજરાતનો સાથી જુનો ભકત કવિ

### શ્રી જસોદાજીએ શ્રીકૃષ્ણને જગાડયા તે વિષે.

### પદ ૧ લું—રાગ પ્રભાત.

જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વીના ધેનમાં કોણ જાશે ?
ત્રણશે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કોણ થાશે ? જા
દહિં તણાં દૈથરાં ઘી તણાં ઘેબરાં કઢીએલ દુધ તે કોણ પીશે ?
હરિ મારો હાથિયો કાળીનાગ નાથિયો, ભુમિનો ભાર તે કોણ સહેશે ? જા.
જમુનાને તીરે ગૈ ધેન ચરાવતાં, મધુરીસી મોરલી કોણ વાશે ?
ભણે નરસૈયો તારા ગુણ ગાઇ રીઝવે, બુડતાં બાંવડી કોણ સ્હાશે ?

### પદ ૨ જું.

સમરને શ્રીહરી મેલ્ય મમતા પરી, જોને વિચારીને મુળ તારૂં;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કરે મ્હારૂં મ્હારૂં. સ.
દેહ તારી નથી જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નીશ્ચે જાયે;
દેહ સંબંધ તજી નવ નવાં બહુ હશે પુત્ર કલત્ર પરિવાર વ્હાયે. સ.
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા તેને નવ પરસિયો, હાથથી બાજી ગઇ થયોરે ખોટી. સ.
ભરનિંદ્રા ભર્યો રૌંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
જાગતાં નરસૈયા આજ છે અતિ ઘણી જનમોજનમ તારી ખાંત ભાગે. સ.

### પદ ૩ જું.

ધ્યાન ધર હરિતણું અલ્પમતિ આળસુ જે થકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કર્યે અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વહાયે. ધ્યા.
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હાયે;
અવર વેપાર તું મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું સુખ સ્હાયે. ધ્યા.
પટક માયા પરી અટક ચરણે હરી, વટકમ માં વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મુઢ એ મુળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું. ધ્યા.
સરસ ગુણ હરી તણા જે જનો અનુસર્યા તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈયા રંકને પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા.

## ઈશ્વરનું કીરતન કરવા વિશે.

### પદ ૪ થું.

હરિ તણું હેત તને ક્યમ ગયું વીસરી, પશુરે ફેડીને નરરૂપ કીધું,
હાડ ને છેડ કરી સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હ.
ઘાંચીનું ગાળીયું કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યા;
તે તણા ચરણને નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડ્યા. હ.
પગ ઠોકી કરી માગતો મુઢ મતી, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હ.
લાંબીથી ડોક ને કાંટાલ ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદ;
આજ અમૃત જમે હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હ.
પીઠ અંબાડી ને અંકુશ માર સહિ, રેણું ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવાચંદન આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વેહેલે બેઠો. હ.
અન્ન ને વસ્ત્ર ને આભુષણ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસૈયાના સ્વામીએ સર્વ સારૂ કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. હ.

## ઈશ્વરનું કીરતન કરવા વિષે.

### પદ ૫ મું.

કૃષ્ણ કિરતન વિના નર સદા સુતકી, વીમળ કીધે વપુ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરી તણા દાસ જ્યાં હેતે ગાયે. કૃ.
પૂર્ણ પુરૂષોત્તમ નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે;
કોટી ચિંતામણી કામધેનું તજી, મહિષિના પુત્રનું દુધ દોહે. કૃ.
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મુકે;
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપીકા મુખ જોવાને ઢુકે. કૃ.
અજ ભવ સુરપતી સ્વપ્ને પેખે નહીં, નેતી કહી નિગમ વામે;
નરસૈયો રંક જશ ગાઇને રીઝવે, સહસ્ત્ર મુખે શેષ પાર ન પામે. કૃ.

## હરિનું સ્મરણ કરવા વિષે.

### પદ ૬ ઠું.

હરિ હરિ રટણ કર કઠણ કળી કાળમાં, દામ બેસે નહીં કામ સરશે;
ભકત આધીન છે શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ.
અલ્પ સુખ સારૂં શું મુઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની ખબર તુજને નહીં, મુઢ શું જોઇને મુછ મરડે. હરિ.
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરી, થડ શું ડાળે વળગ્યો;
ઇશને ઇર્ષા છે નહીં જીવ પર, આપને અવગુણે રહ્યો રે અળગો. હરિ.
પરપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરિ મુખે અમળ વાણી;
નરસૈયા હરિતણી ભક્તિ ભુલીશ માં, ભક્તિ વિના બીજું ધુળ ધાણી. હરિ.

### પદ ૭ મું.

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંઘ આળસ આહાર મેં આદર્યાં, લાભ વિના લવરી કરવી ભાવે. બાપ.

દિન પુંઠે દીન તો વહી જાય છે, દુરમતી નામે ભર્યાંરે ડાલાં;
ભક્તિ ભુતલ વિષે નવ કરી તહેરી, ખોંડયાં સંસારનાં થોથાં ઠાલાં. બાપ.
દેહ છે જુઠડી કરમ છે જુઠડાં, ભીડભંજન તારૂં નામ સાચું;
ફરિ ફરિ વરણવું શ્રીહરિ તુજને, પતિત પાવન તારૂં નામ જાચું. બાપ.
તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું જોર નં ફાવે;
નરસૈયા રંકને જંખના તાહરી, હેડ બેડી ભાગો શરણ આવે. બાપ.

## હરિજનની સંગત કરવા વિષે.

### પદ ૮ મું.

તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય બુધરા મન મારૂં;
દુષ્ટની સંગતે દુષ્ટ મતિ ઉપજે, શ્રવણ કીર્તન નવે થાય તારૂં. તા.
પુર્ણ વિષપાનથી દુરિજન દોહેલા, વીષ પીધે તન તેજ મરશે;
તુજથકી વેગળા તેહની સંગતે, જન્મ કોટી તણાં સુકૃત હરશે. તા.
અમૃતની ઉપમા સાધુને નવ ધટે, રાહુનિ દુષ્ટતા ના ટાળી તેણે;
પ્રહલાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તા.
ચતુરરધા મુક્તી છે જુજવી જુક્તીની, તાહરી તેહને નવ રાચે;
બેહુ કરજોડીને નરસૈયો વીનવે, જનમોજન્મ તારી ભક્તિ જાચે. તા.

## ગોપીઓના જન્મની તારીફ વિષે.

### પદ ૯ મું.

સારમાં સાર અવતાર અબળા તણો, જે ભળે બળીભદ્ર વીર રીઝે;
પુરૂષ પુરૂષાતન શું કરૂં હે સખી, જેથી નહીં માહરૂં કાજ સીઝે. સાર.
મુક્તી પર્યન્ત તો પ્રાપ્તી છે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે;
રસભર્યું રસણું નાથ નોહરા કરે, તે નહીં નારી અવતાર પાખે. સાર.
ઇન્દ્ર આદિક અજ ઇશ ને મહા મુની, ગોપીકા ચરણુજ તેહ વંદે;
ગોપિથી આપનું અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ નંદ. સાર.
વેદ વેદાંત ઉપનિષદ ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભોમ્યાનિધિ ભામિની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સાર.
સ્વમ સાચુ કરે ગીરધર સ્વામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણિ જોડી;
પંથનું પથું જેમ પુઠળ વળગ્યું ફરે, નરસૈના નાથજી નાથ તોડી. સાર.

## પરોઢીએ વહેલા ઉઠવા વિષે.

### પદ ૧૦ મું.

રાત રહે જ્યાહરે પાછલી ખટ ધડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નિંદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. ટેક.
જોગિયા હોય તેણે જોગ સંભળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા.
સુ કવિ હોય તેણે સદ ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવરતા નારિયે કંથને પુછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રા.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો સર્વ લેવો વિચારી;
નરસૈના સ્વામીને સ્નેહથી સમરતા, ફેર નવ અવતરે નરને નારી રા.

## અભક્ત વિષે.

### પદ ૧૧ મું.

નંદના નંદશું નેહ જેને નહીં, તેરે માનવ ખર શ્વાન તોલે;
ભુતળ ભાર કરવાને એ અવતર્યા, પ્રેતની પેરે સંસાર ડોલે. નં.
દષ્ટી થકી ટળો ભોગ તેના બળો, શૈલ પડો તેના મુખ માથે;
જીવતા જન તે તો જમ જેવા જાણવા, પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે. નં.
કીર્તી શ્રીકૃષ્ણની જીભથી નવ ભણે, તેને મુખે દેવરાય તાળું;
ભણે નરસૈયો જેણે હરિને જાણ્યા નહીં, તેહનું કુટુંબ સદાય કાળું. નં.

## ઇશ્વરનો પ્રેમ માગવા વિષે.

### પદ ૧૨ મું.

પ્રેમરસ પાને તું મોરના પીંછધર, તત્વનું ટુંપણું તુચ્છ લાગે
દુબળા ઢોરનું ઢોરનું મન ચળે, ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમ.
પ્રેમની વાપ પરીક્ષિત પ્રીછયો નહીં, શુકજીએ સમજીને રસ રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કરિ ગ્રંથ પુરો કર્યો, મુક્તિનો માર્ગ સીધો દેખાડયો. પ્રેમ.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિ જોગી;
પ્રેમને જોગ તો વ્રજ તણી ગોપીકા, અવર વિરલા કોઇ ભક્ત ભોગી. પ્રેમ.
પ્રેમને મુક્તીનો પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હતુ તુઠે;
જન્મોજન્મ લીલા રસ ગાળતાં, લહાણનાં વહાણ જેમ હાર છુટે, પ્રેમ.
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરૂવા તણો, અવર બીજું કંઇએ ન ભાવે;
નરસૈયા મહા મતી ગાય છે ગુણથકી, જતિ સતિને તો સ્વપ્ને ન આવે. પ્રેમ.

## વામનજીના જન્મ વિષે.

### પદ ૧૩ મું.

બળિતણે દ્વારે હરિ વિપ્ર વામન હુવા, વેદની ધુન ગઇ ગગન ગાજી;
ઇંદ્ર પ્રસ્થથિ બળી આવ્યો ઉતાવળો, જેરે જોઇયે તે દ્વિજ લ્યોને માગી. બ.
એક પુર્ણકુટી તણો ઠામ ભણવા કરૂં, બોલહું તે મારે મુળ સાચું;
વિપ્ર કૂરે ઘણા લોભના વાહેલા, દાન માટે ઘણો હું ન રાચું. બ.
લ્યોને દ્વિજજી તમે નિપજ્યાં મંદિરો, ભુમી શું માગીરે ત્રણ કરમાં;
લ્યોજી ભંડાર બહુ કુંચકીઓ સહિત વળિ, માગો હસ્તી મારા રાખો ઘરમાં. બ.
હસ્તી ભંડારને હું લેઇ શું કરૂં લોભિયાની નથી જાત મારી;
આગે વિધાતાએ વામન નિરમિયો; વ્રતે રહેવું મારે બ્રહ્મચારી. બ.
ચેતજે તું બળી શુક્ર કહે છળ પડયો, વિષ્ણુએ વામન વેશ ધારી;
અશ્વ જગન સમે દાન અવની તણું; પાત્ર એવું ક્યાં મળે મને મુરારી. બ.
હસ્તિણા ચરણ ઉપર નિર નામતાં નાળમાં ભ્રગુસુત પેઠો ચાલી;
રીસ રૂદયે ધરી ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી. બ.
બાપડો બળિરાય પગતળે ચાંપીયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો.
હવે નરસૈયો હરિ ભક્ત આધીન છે, ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ.

## ઇશ્વરનું ધ્યાન ધરવા વિષે.

### પદ ૧૪ મું.

ધ્યાન પર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખીલ આનંદ પામે;
અષ્ટ મહા સિદ્ધિ તે દ્વાર ઉભી રહે, દેહનાં દુકૃત દુર વામે. ધ્યાન.
મોરનાં પીંછાનો મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
નિલવટ તિલક તે સુભગ, કેસર તણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે ધ્યાન.
પીતાંબર પલવટ તટિતટ ચિર છે, લલિત ત્રિભંગી વહાલો વેણુ વાયે,
કદમના દ્રુમતળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન.
મોરલીની ધ્વની સુણી વનિતા વ્યાકુળ થઇ, ગોપીકા કેરડાં વૃંદ આવે;
નરસૈયાને મન આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઇ વધાવે. ધ્યાન.

### પદ ૧૫ મું.

શા સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહિલી વેળા સૌ દુર જાયે. શા.
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આદરી, ભક્તી કીધી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો માયા તણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા.
દિવસે દો દસ ભમ્યો રાતે નિંદ્રા વિષે સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ હરીને ભજવા તણી, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા.
ધન ધામે કરી મોહી રહ્યો લોભિયો, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના હરિને જાણ્યાવિના, જ્યારે રાખ્યો તો જઠરામાં ઘેરી. શા.
જાગ્યરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલાએ પ્રતીબોધ દીજે;
નરસૈના સ્વામીને નિત્ય સંભારતાં, દેહના દુષ્કૃત દુર કીજે. શા.

## ઉપદેશ વિષે.

### પદ ૧૬ મું.

સાધુ સાચે ભજો ચરણ ગોવીંદના, માનવી દેહ તે તત્વ કહીયે;
કૃષ્ણ કહો વાળી વળિ કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સર્વ સુખ લહીયે. સાધુ.
કૃષ્ણ સેવા તણી અમર ઇચ્છા કરે, મુઢમતિ માનવી કંઇ ન જાણે;
કૃષ્ણનું નામ રખે હ્રદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે. સાધુ.
જેને જોવા મહા મુનિજન વન ભમે, વિઠ્ઠલો વનમાં ગાયો ચારે;
ભણે નરસૈયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે. સાધુ.

### પદ ૧૭ મું.

પારકી હુંશે મહત્તા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વે વાત ખોટી !
કહે તેં તો કર્ષણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાળ રોટી ! પારકી.
કહે તેં તો દાન કદિ આપ્યું અન્નતણું, ક્યાંથી દુહે તું તો ઘેર ઝોટી !
કહે તેં તો કથીર સોનારને આપીયું, કયાંથી પેહેરે તું તો કનકકોટી ! પા.
પુણ્યથી રિદ્ધિ છે પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પેહેરશો ડગલો ડોટી;
ભણે નરસૈયો તું પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશો પદવી મોટી. પારકી.

## જશોદાના પુણ્ય વિષે.

### પદ ૧૮ મું.

ધન્યરે ધન્ય મહા પુણ્ય જશોદા તણું, પુત્ર ભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઇ અવતર્યા, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે.
અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વે ઋષીરાણી;
ભક્તિ તે રાધિકા મુક્તિ જશોમતિ, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે.
નિગમ વસુદેવજી ગાય ગોપી ઋચી, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કર લાકડી વેણું મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે.
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેહતા સર્વ અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ટિર જાણજો, દાસનો દાસ નરસૈને કીધો. ધન્યરે.

## જશોદા શ્રીકૃષ્ણને જગાડે છે તે વિષે.

### પદ ૧૯ મું.

ઉઠ ઉતાવળો ચાલ્યને વિઠ્ઠલા ગોવિંદ ગાયને વચ્છ ધાવે;
જાગ્યને જાદવા જનની જસોદા વદે, કહાન કાં ઘણી તને નિંદા આવે. ઉઠ.
દંતધાવન કરો આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટયું;
કુરને કરમળો શે ન શીરાવતો, દહિરે દામોદરા થાય ખાટું. ઉઠ.
બારણા બહાર બળિભદ્ર ઉભલા, તેરે વહાલા તારી વાટ જોયે;
નરસૈના સ્વમિનું મુખડું દીઠડે, માનતું મનડું અતિરે મોહે. ઉઠ.

## ઇશ્વરની ભક્તિ કરવા વિષે.

### પદ ૨૦ મું.

મારા નાથજી મુજને ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો.
ભક્તિ આપી ભલા ભાવથી ભુધરા, અંતે આવી અહોનીશ રહેજો. મારા.
ભકિત ટારણ મારો દેહ દુર્બલ હજો, દેહકારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વેલે મારી કોણ થાયે. મારા.
કર્મ કુડાં કરી ખાણ ચારે ભરી, નસિવા નીસર્યો નામ બારી;
કૃષ્ણ કીર્તન વિના જાય જાએ વૃથા, જેમ રહે જુગટે સિદ્ધિ હારી. મારા.
હું ગર્ભ નાના ફર્યો નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ વિષે બુડતાં વહાર ને બુમ નહિ, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે. મારા.
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો સો વિશ્વાસ નહિ નિમિષનો, આશ અધુરી ને એમ મરવું. મારા.
ઉત્તમ મધ્યમ વરણ તું વિઠ્ઠલા, પ્રગટ થઇને દરસન પમાડો;
નરસૈયા રંકને ટંક કરૂણા કરો, દીનબંધુ વળ્યો આંક આડો. મારા.

### પદ ૨૧ મું.

ભુતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહીરે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહીરે. ભુતળ૦
હરિના જન તેતો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારરે;

નિત્ય સેવા નિત્ય કિર્તન ઓચ્છવ, નીરખવા નંદકુમારરે ભુતળ.
ભરતખંડ ભુતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન ધનરે એની માત પિતાને, સફલ કરી એણે કાયારે. ભુતળ.
ધન વંદ્રાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણિયેરે ઉભી, મુક્તિ છે એની દાસીરે. ભુતળ.
એ રસનો સ્વાદ શંકર જાણે, કાંઇ એક જાણે શુક જોગીરે;
કાંઇ એક જાણે વ્રજનીરે ગોપી, ભણે નરસૈંયો ભોગીરે. ભુતળ.

પદ ૨૨ મું.

આંખ અણિયાળી સઉકો આંજે, આંજ્યામાં ઘણો વેહેરો રે;
જ્યાં લગિ પિયુ પ્રેમે ન બોલાવે, આભરણ સઘળાં ડેહેરો રે. આંખ—ટેક.
મોં મચકોડે મોહન ન રીઝે, હૃદયાભીતર જોય રે:
આવળ કેરાં ફુલ અતિ સુંદર, શીશ ન ઘાલે કોય રે. આંખ.
સાચે મને અને સત્યવાદે, સદા શામળિયો રાચે રે,
નરસૈયાના સ્વામીનો રસ ઊંડો, ભરિ લેવો ઘટ કાચે રે. આંખ.

પદ ૨૩ મું.

મન માન્યું શામળિયા સાથે, વશ કરિ નેણુની સાને રે;
બોલ્યું ન ગમે બીજા કોનું કામણુ કીધાં કહાને રે. મન.
મોરલી વજાડે જેમ વેંધાયે, મૃગનાદ સાંભળિ કાને રે;
તેમ વેંધાઇ રહ્યું મન મારુ, ગોવિંદજીને ગાને રે. મન.
જે જે રાગ જેને હોય વલ્લભ, તે રીઝે તેને તાને રે;
નરસૈંયો રીઝે મન ભીને, હરિરસ અમૃત પાને રે. મન.

પદ ૨૪ મું.

એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનું મારે કામ કશું:
બાપતણા સમ ખાઇ ને કહું છું, નંદલાલ વસ્યે મારે ગામ વસ્યું. એક.
શામળિયો સુંદર વર સજની, તેને દેખી મારૂં મન વસ્યું;
એને મુકી જે બીજાને ભજશે, તેનું કાળે* લાળે કરમ ઘસ્યું. એક.
છેલછબીલો ને છોગાળો, ગોઠડિયાળો ગુણ ભંડાર;
નરસૈયાનો સ્વામી શામળિયો, વૈષ્ણવ જન કેરો દાતાર. એક.

## ભક્તના મહિમા વિષે.

પદ ૨૫ મું.

તારા દાસના ચરણની રેણુ મસ્તક ધરૂં, જે થકી કોટિ કલ્યાણ પામું;
નિરખતાં નેહશું નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું. ટેક.
ભક્તને ભેટતાં કિલ્વિષ નવ રહે, જ્ઞાન દીપક થકી તિમિર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કીરતનથી પાપ નાસે. તારા.
એક ક્ષણવાર જે સતસંગત કરે, ધન્ય ઘડી જંતુની તેજ જાણે;
બોલે નરસૈંયો ભવસાગર બુડતાં, હરિજન નાવનિસ્ચે પ્રમાણે. તારા.

* લાળો; કાલસો.

# મેહેતાજી અને ઢેડ લોકોના પ્રસંગ વિશેનું પદ.

## પદ ૨૬ મું.

ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેડ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ.
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતીતણાં બહુ વધારે વચન;
મહંત પુરૂષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કિરતન. ગિરિ.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જંજાળ;
કરજોડતામાં કરૂણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન;
ગૌમુત્ર તુલસી વૃક્ષ લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વરદાન. ગિરિ.
મેહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ.
ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગિરિ.
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધ્યક્ષરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું ? ગિરિ.
નાત ન જાણો, ને જાત ન જાણો, જાણો ન કાંઇ વિવેક વિચાર;
કરજોડીને કહે નરસૈયો, વૈષ્ણવ તણો મને છે આધાર; ગિરિ.

## પદ ૨૭ મું.

એવારે અમે એવારે એવા તમે કહો છો વળિ તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે. એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતુંરે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કરજો, સ્નેહ લાગ્યો છે મને ઉંડો રે. એવારે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવારે.
હળવાં કર્મનો હું નરસૈયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવારે.

# કૃષ્ણના મેળાપ વિષે.

## પદ ૨૮ મું.

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યારે. હળવે.
કીધું કીધું કીધું મુજને કાંઇક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારૂં, ચિતડું ચોરી લીધુંરે. હળવે.
જાગી જાગી જાગી હું તો હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા ભવની ભાવટ ભાગીરે. હળવે.
ધ્રસી ધ્રસી ધ્રસી હું તો હરિમુખ જોઇને ધ્રસીરે.

ભૂલી ભૂલી ભૂલી મારા ઘરનો ધંધો ભૂલીરે. હળવે.
પામી પામી પામી હું તો, મહા પદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈયાનો સ્વામીરે. હળવે.

## પદ ૨૯ મું—દ્રૌપદી કહે છે.

દ્વારકાના વાસીરે અવસરે આવજોરે, રાણી રૂકમિણિ કેરા કંથ;
દુષ્ટ દુર્યોધનરે લાગ્યો મુને પીડવારે, પ્રભુ મારા ચોદશ ન્યાળું તારો પંથ. ટેક.
સોડ તાણીને રે શું રે સુતો શામળારે, આળસ મોડીને ઉઠો આજ;
લક્ષ્મીજી તળાંસેરે પાવન તારા પાવલારે, અમપર મેહેર કરો મહારાજ. દ્વા.
ગ્રાહને થકીરે ગજ મુકાવીયોરે, કીધી તમે મુચકુન્દની સહાય;
નરસિંહ રૂપેરે હિરણ્યકશિપુ હણ્યોરે, પ્રહલાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વા.
છપ્પનક્રોડ રે જાદવ તાહરા રે, સાથે બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળીનાગ નાથ્યોરે જરાસંઘ જીતિયોરે, તે બળ ક્યાં ગયું મારા નાથ. દ્વા.
વસમી વેળામાં રે વહારે ચડજો વિઠલારે, ધાજો તમે છત્રપતી નિરધાર;
અસવારી કરજોરે ગરૂડની ઉપરે રે, નરસૈયો વિનવે વારંવાર. દ્વા.

## પદ ૩૦ મું.

કોણ એ સભાના કામની, દત્ત ફળિયેલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા. કોણ.
વહાલોજી ગયાતા વાડિયે, સર્વે સુંદરી સાથે;
શેલડીની છોઇ ઉતારતાં, છરી બેઠી છે હાથે. કોણ.
માનની મંદીર સિધાવિયાં, ચીંથરડું રે લેવા;
દ્રૌપદીએ ચિર વધેરિયું, હરિને હાથે બાંધવા. કોણ.
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેં નવાણું ચીર પુરિયાં, સઘળી સભારે દેખે. કોણ.
ગરૂડે ચઢીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્ત ઉદ્ધારણ ભુધરો, મેહેતા નરસૈનો સ્વામી. કોણ.

# સુદમા ચરિત્ર વિષે.

## પદ ૩૧ મું.

### સુદામાની સ્ત્રી સુદામાને કહે છે.

જદુપતી નાથ તે મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પુરવતણી હેત ધરશે હરી, મનતણા મનોરથ સફળ થાશે. જદુપતી
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઉણાં;
નીરધન સરજીયાં પુણ્ય કીધા વીના, કર્મના દોષ તે આવી પુગ્યાં. જદુપતી.
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દિન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાસશે, નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ.
કૃષ્ણને હળિમળી મિત્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતી મન ધરો આળસ પરહરો, સહાય થાશે નરસૈનો સ્વામી. જદુપતિ.

### પદ ૩૨ મું—સુદામા કહે છે.

સાંભળો ભામિની કાન ધરી કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે મહિપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો.
દિવસ ઝાઝા થયા બાલપણને ગયા, નરપતી નવ જાણે પ્રિત જુની;
દુર્બલ રંક હું ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચુની. સાંભળો.
ઉગ્રસેન અક્રુર ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્રને અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા છે જ્યહાં હું ઉભો રહીશ ક્યાં, કોણ આવી મારો હાથ સહાશે. સાંભળો.
જડિત રત્નો મણિ કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણુ વદતો થકો, ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો.
મૈન બેસી રહો સુખ દુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે છોને લવતાં રહે, નરસૈના સ્વામીનું બિરદ મોટું. સાંભળો.

### પદ ૩૩ મું—સુદામાની સ્ત્રી કહે છે.

સ્વામી સાચું કહ્યું બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભૂધર તણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી.
નથિ હરિ વેગળા ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ મન નાણે રતી, શક સરિખા ત્યહાં નથિરે સાટે. સ્વામી.
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણિને શુધ લેશે;
પ્રિતિની રીત તે જાય નહિ વીસરી, બાળલીલા તણાં ચરિત્ર કહેશે. સ્વામી.
નથી કાંઇ ઓઢવા ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથિ આપણું વદન લજામણું, નિરખતાં લાજે નરસૈનો સ્વામી. સ્વામિ.

### પદ ૩૪ મું.

વિનંતી વળી કહુ ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું ભાવ ભોજન તણું, ધન્ય તે કૃષ્ણ શું સ્નેહ સાંધે. વિનંતી.
ભિલડી બોર તે ભાવે આરોગિયાં, જુઠડું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરૂં પાછું કીધું. વિનંતી.
પેરે પેરે પાંડવ કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઇ દુષ્ટ માર્યા;
ઉંચ ને નીચનું એને છે પારખું, પતિત અધરમિ કંઇ કોટી તાર્યા. વિનંતી.
ભક્તિવશ વિઠ્ઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચુકે ટાણે;
સંત સમરે ત્યહાં આવી ઉભો રહે, ભક્તના મન તણો ભાવ જાણે. વિનંતી.
જાઓ વેગે કરી નીરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો;
નરસૈના નાથને નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહે ઝાલ્યો. વિનંતી.

### પદ ૩૫ મું.

ચાલિયો વાટમાં જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહન તણું નામ લેતો.
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલિયો.
માંગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ ક્રોધે ત્યાંહાં પ્રીત તુટે;
કહ્યું મેં અબળા સુખે બેસી રહો, માંગતાં તો બધો મર્મ છુટે. ચાલિયો.
માગિયું મેં નથી શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાગ્યો;
શ્રીપતિ નાથે મને રંક સરજાડિયો એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો.

આવી ઉભો રહ્યો કંઠ ગદગદ થયો, કોટી સુરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને હરિજન જાણિને, પોળિયે જઇ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો.
મંદિરે તેડિયા ચાલિને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમસીંહાસને લેઇ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલિયો.
તેલ ફુલેલ મર્દન કરાવિયાં શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આમળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલિયો.
પુનિત પીતાંબર પહેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધુ આચમન ને કાજ સીધ્યાં. ચાલિયો.
કૃષ્ણે પલંગપર પોતે પધરાવિયા, દધીસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નીરખી રહી, નરસૈનો નાથ પદસેવ કરતાં. ચાલિયો.

પદ ૩૬ મું.

ભાગ્ય જો જો બાઇ કૃપણ ભિક્ષુકતણું, રૂકમણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે ભોગ પહોચાડિયો, અજ અંબરીષથી અધિક તોલે. ભા.
આ કૃપણરૂપ તે પ્રગટીયું કયાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફુટયો;
ત્રિગુણને દુર્લભ સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છુટયો. ભા.
અંગ અતિ કમકમે ધમણ મ્હોડે ધમે, ઉધરશે ને વળી નાક લુતો;
જો જો કઉતક હરી દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સુતો. ભા.
પહોડીને ઉઠીયા સાથે બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી શીતળ જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું. ભા.
શ્રીમુખે બોલિયા કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહ ધર્મ કીધો;
કુશળ છે બાલ ગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભા.
ગૃહસ્થના ધરમમાં હુય વળગી રહ્યો, હું ને મારી બધી ગત્ય ભુલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહીં, કામની કેફમાં હુંજ ડુલ્યો. ભા.
સાંદીપ ગોરને ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા વન વિષે આપણે, સરપણ ભાગતાં મેઘ આવ્યો. ભા.
અન્ન લીધા વીના ભૂખ્યા બેસી રહ્યા, ગૌરાણીએ આપણી પીડ જાણી;
વ રી ગયું છે કે વીર તને સાંભરે, સાંદીપ ગોરની અચળ વાણી. ભા.
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશુ બાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી વીપ્ર આઘી ધરે, નરસૈના સ્વામીએ નજરે દીઠી. ભા.

પદ ૩૭ મું.

છપ્પન ભોગ જયાં કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઇએ તે આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છ.
ધાઇ લીધા હરી મુઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો, રૂકમણી કર ગ્રહ્યા શીશ નામી. છ.
એક રહ્યા અમો એક બીજાં તમો. ભક્તને અહળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મુઠી ભરતાં. છ.
વનિતા વચન તે વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાગી. છ.

પદ ૩૮ મું.

વિપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહિ ત્રિઠ જાણી નહીં, તે તણો શોચ હૃદયેજ ધરતો. વિપ્ર.
અષ્ટ મહા સિદ્ધિ તણી રિદ્ધિ નવનિધિ તણી, સંપત્તિમાં રહ્યો ભાગ્ય માણી;
કામની કથને હું દ્વારિકાં આવીયો, એમ તણી ત્રીઠ તો નવ જાણી. વિપ્ર.
બાલ ગોપાલ જે વાટ જોતાં હશે, તેહને જોઇ અમે શુંય કહેશું;
મિત્ર મોહન તણું હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું. વિપ્ર.
એમ ચિંતા કરે નેત્રથી નિર ઝરે, કર્મની વાત મન માંહિ ધારી;
નરસૈનો નાથ તો અતિ ઘણો ગોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર.

પદ ૩૯ મું.

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે ભોગ પહોંચાડીયો, અજ અંબરીષથી અધિક કીધું. ધન્ય.
કનકને આસને મુજને બેસાડિયો, રૂકમણિ કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરિ હરિ ચરણ તળાંસિયા, ખટ રસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય.
બાલપણા તણો સ્નેહ નવ વિસર્યો, મિત્ર મોહન તણી પ્રિત સાચી;
હેતથી હળી મળી માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી. ધન્ય.
ધન્ય ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા અહિં લાવ્યો. ધન્ય.
કનકની ભુમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે. ધન્ય.
સપ્ત નવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોલ શણગાર તે અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય.
સહસ્ર દાસી મળી પાસે વીંટી વળી કામની કંથની પાસ આવી;
સ્વામીરે સ્વામિ હું દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતિ સ્નાન કરિ કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રગટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય.
કૃષ્ણ કહેતા નિજધામ પધારિયા, નવલ જોબન થયાં નરને નારી;
વિનતિ ઉચારતાં રજનિ વીતી ગઇ, નરસૈના સ્વામિની પ્રીત ભારી. ધન્ય.

## જમુના નદીમાં કૃષ્ણ પડયા ત્યારે નાગણી કહે છે.

પદ ૪૦ મું.

જલકમલ છાંડી જાને બાળા સ્વામી મારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જલ. ટેક.
કહેરે બાળક તું મારગ ભુલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચય તારો કાળજ ખુટયો, અહિઆં તે શીદ આવિયો. જલ.
નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જલ.
રંગે રૂડો રૂપે પુરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જનમ્યા, તેમાં તું અળખામણો. જલ.

મારી માતાએ બેહુ જનમ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો. જલ.
લાખ સવાનો મારો હાર આપું આપુંરે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જલ.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરિયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિયો. જલ.
ચરણ ચાંપી મુછ મરડી, નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવિયો. જલ.
બેઉ બળીયા બાથે વળગીયા, કૃષ્ણે કાલિનાગ નાથિયો;
સહસ્ત્ર ફેણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જલ.
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઇ જસે, પછી નાગનું શીષ કાપશે. જલ.
બેઉ કરજોડી વીનવે સ્વામી મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ નવ સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જલ.
થાળ ભરી સગ મોતિયે, શ્રીકૃષ્ણનેરે વધાવિયો;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જલ.

## ઇશ્વરના સ્વરૂપ વિષે.

### પદ ૪૧ મું.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જુજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે. અ.
પવન તું પાણિ તું ભુમિ તું ભુધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અ.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નહોય;
ઘાટ ઘડિઆ પછી નામ રૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોય. અ.
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો એ મન તણી શોધના, પ્રીતથી કરૂં પ્રેમથી પ્રગટ થાસે. અ.

## ઇશ્વર જાણવાના ઉપદેશ વિષે;

### પદ ૪૨ મું.

જુવાનીને દહાડેરે હરિને જાણ્યા નહીરે, મોહ્યું પરદારા સાથે મંન;
કાંઇક મોહ્યારે કામનીના કલ્પમાંરે, કાંઇ એક જોડવા ધાયો ધન. જુ.
પચીસને પચાસરે, પરપંચમાં ગયાંરે; દોહિલા આવ્યા સાઠ વર્ષના દંન;
સિતેરને સુધીરે કાંઇ સમજ્યો નહીરે, પછે ચાલ્યો સાધન કરવા વંન. જુ.
આંખડીએ ન સુઝેરે ગળે બહુ નાસીકારે, બોલે તે તો સંભળાય નહીં કરણ;
માયા તો ન મુકેરે તુટે નહીં તૃષ્ણારે, ઓળખાય નહીં અશરણ શરણ. જુ.
હાથમાં લાકડીરે ચરણ ચાલે નહીંરે, તુટીને શિથલ થયું છે તંન;
મુખમાંહી દંતરે એકે નહીંરે, તોય પાપી ઉદર માગે અન્ન. જુ.
ભાગ્ય જેનું ભળ્યુંરે આ અવસર ઓળખ્યોરે, તે તો પ્રાણી કહેવાય હરિના જન;
નરસૈના સ્વામીનેરે સુખમાં સંભારજોરે, જો હોય પેલા ભવનું પુન્ય. જુ.

## આત્મજ્ઞાન વિષે.

### પદ ૪૩ મું.

જ્યાં લગી આત્મા તત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વે જુઠી.
માનુષ દેહ તારો એમ એળેગયો, માવઠાના જેમ વૃષ્ટિ વુઠી. જ્યાં.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહિ દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન* કીધે. જ્યાં.
શું થયું તપને તિરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલ પાન કીધે. જ્યાં.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કહે તત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં.

### પદ ૪૪ મું—રાગ વેળાવળ.

સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ ટેક.
નલ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી સુખ દુખ.
પાંચ પાંડવ સરખા બંધવા જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં નયણે નિંદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ.
રાવણ સરિખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં બધી લંકા લુટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્ર રાય સતવાદિયો તારા લોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતીયા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ.
એ વિચારી હરીને ભજે, તે સાહ્યજ કરશે;
જુઓ આગે સાહ્ય ઘણી કરી તેથી અર્થજ સરશે. સુખ દુઃખ.
સર્વ દેવને જ્યારે ભિડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂદરે, મહેતા નરસૈના સ્વામી. સુખ દુઃખ.

### પદ ૪૫ મું.

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદકેરૂં બિરદ રાખે;
પુત્ર વિના જેમ ઘર મધ્યે પારણું, વરવિના જેહવી જાન માલે. અલ્યા.
વ્યાધીની વેદના વિશ્વથી ના ટળે, હાલો ગગનમાં મેઘ ગાજે;
હરિને જાણ્યા વિના હરિકેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાજે. અલ્યા.
તું એમ જાણે જે હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભક્ત ભવમાં;
કરણિ તો કાગની હોડ કરે હંસને કો હશી કાઢે લવમાં. અલ્યા.

---

* વાળ લુંચન કરાવવા ચુંટાવવા તે.

પંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહિ, ફોકટ ભમેને દુર ભાળે;
અગણિત બ્રહ્મનું ગણિત લેખું કરે, દ્વૈત ભાવે કરી માળ ઝાલે. અલ્યા.
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસંયો તેને ચરણે નમે, ગ્નાન વિજ્ઞાનની જોત જાગે. અલ્યા.

### પદ ૪૫ મું.

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં મુખે રામજપાવે. પઢોરે. ૧
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢોરે. ૨
પોપટ તારે કારણે, શી શી રસોઇ રંધાવું;
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું. પઢોરે. ૩
પાંખ લીલીને પગ પાંડુરા કોટે કાંઠલો કાળો;
નરસૈયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢોરે. ૪

### પદ ૪૬ મું.

હાર કાજે શું વિલંબ કરવો ઘણો, નહિજ કૌસ્તુભ વિદ્રુમ માળા;
ઉજળાં ફુલ ને સુત્રનો તાંતણો, તેને શું મોહિ રહ્યો નંદલાલા. હાર.
ઊંચને મુકિને નીચને અનુસર્યો, જોઇ નહિ જાદવા જાત દાસી;
રાજાની દીકરી રૂકમણી પરહરી, કુબજાને મંદિર થયો નિવાસી. હાર. ૨
રત્ન ગુંજા વચ્ચે ભેદ નહીં ભૂધરા, સાયર છીલરાં સમ વખાણે;
મંડળિક હારને પેર પેર પરભવે, દોહલાં દાસલાં સે ન જાણે. હાર. ૩
લોક કૌતક જુવે રજનિ તો અલ્પ રહિ, ક્ષીણ થૈ જોતને રહ્યારે દીવા;
કેશવા કંઠથી માળ કરમાં ધરી, પ્રેમે આરોપ નરસૈઇની ગ્રીવા. હાર. ૪

### પદ ૪૭ મું.

ઉઠને શામળા મુકી મન આંમળા, બોલે નહિ શા અભિમાન માટે;
આપને હાર કાં હવડે પરગટ કરૂં, જે કીધું તેં વંસીવટ વાટે. ઉઠને. ૧
અણુવરી નાર તેં ભોગવી ભુધરા, પરણતાં ગર્થ શું નહોતો તારે;
હારને વાર થઇ બાર બાગી ગયો, શું કહું નંદસુત વારે વારે. ઉઠને. ૨
કળિયુગમાં કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે;
ભણે નરસૈયો હુરે હળવો પડયો, તાહરા ગુણલા કોણ ગાશે. ઉઠને. ૩

તને રોકી રહિ રાધિકા રંગ જામ્યો ઘણો, રસિયાજી રજની રહિરે થોડી:
નંદના નંદ તું શાને આળસ કરે, નાગરા સાથ તેં પ્રીત તોડી. તને. ૧
દેવને પાળિને કામ પરજાળિને, ઇશપદ પામિયો ઉમયાજ સ્વામી;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભિચારી કાનુડો કામી. તને. ૨
હઠ કરે તમશું હઠ કરો શામળા, ત્રુટશે સ્નેહ ત્રીકમ તાણે;
ભણે નરસૈયો જો જામની વહી ગઇ, મંડળિક મારશે મુજને વાણે. તને.

પદ ૪૮ મું.

મુંડ મુંડાવી ટોપી ઘાલી, એમ ન થઇયે વૈરાગીરે;
અમો છું વૈષ્ણુવ છેલ છબીલાના, હરિ શું તાળી લાગી રે. મુંડ ટો
મમતા ભાગી તે વૈરાગી અનહદ શૃંગી બોલે રે;
ભેખ ધરીને દ્વેષ કરે, તે જોગી અસુરને તોલે રે. મુંડ
સંસાર વેવાર સર્વે સાચવિયે, વિકારથી વેગળા રહિયે રે;
સર્વે ભુત સમદ્રષ્ટે પેખે, તેને તે વૈષ્ણુવ કહિયે રે. મુંડ.
અભિમાને તમે સુકૃત ખોયું, પ્રેમનો રંગ નથી લાગ્યો રે;
ભણે નરસૈયો વૈરાગ્ય તજીને, પહેરો પચરંગી વાઘો રે. મુંડ.

પદ ૪૯ મું.

નથી પામવા રે વૈરાગ્ય વિના ભગવાન;
તેને દરશન ક્યાંથી ભાઇ વિના આતમ જ્ઞાન. નથી પામવ
વઇરાગે શનકાદિક છુટયા, ધ્રુવ અમરિષ પ્રલ્હાદ;
તે વખત તારી કયાંથી નાગરા, મિથ્યા કરવો વિવાદ. નથી પામવા.
વઇરાગ જોને હતો શુકદેવ પામ્યા દેવ મોરાર;
તારી પેઠે કોઇયે ન ગાયો, ઉઘાડો શણગાર. નથી પામવા.
લંપટપણે તું હાર નહિ પામે, રાડજ મીથ્યા લાગી;
રામાનંદ સ્વામી એમ કહેછે, નરસઇયા થાને વઇરાગી. નથી પામવા.

પદ ૫૦ મું.

વઇષ્ણુવ જન તો તેને રે કહિયે, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે છે તો, મન અભિમાન ન આણે રે. વઇષ્ણુવ
સકળ લોકમાં સઉને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે. વઇષ્ણુવ.
સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીભ્હા થકી અસત્ય ન બોલે તો, પરધન નવ ઝાલે હાથ રે. વઇષ્ણુવ.
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્દઢ વઇરાગ્ય મનમાં રે;
રામ નામ શું તાળી રે લાગી, તીર્થ જેના તનમાં રે. વઇષ્ણુવ.
વણુ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસઇઓ તેનં દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે. વઇષ્ણુવ

### પદ ૫૩ મું.

પ્રાણુ થકી મને વૈષ્ણવ વહાલા, રાત દિવસ હૃદે ભાવું રે;
તપ તીરથ વૈકુંઠ પદ મુકી મારા વૈષ્ણવ હોય ત્યાં હું આવું રે. પ્રાણુ. ૧
અમરીખ રાજા મને અતિ વહાલા, દુરવાસાએ માન ભંગ કીધું રે;
મેં મારૂં અભિમાન તજીને ચક્ર સુદર્શન વાળી લીધું રે. પ્રાણુ. ૨
ગજને મારે હુંતો પાળો રે પળિયો, હરિજનની શુધ લેવા રે:
ઉંચ ને નિચ હુંતો કાંઇ ન જાણું, મને ભજે તે મુજ જેવા રે. પ્રાણુ. ૩
લક્ષ્મીજી અરધાંગના મારી, તે મારા સંતની દાસી રે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટી ગંગા કોટિ કાશી રે. પ્રાણુ. ૪
સંત ચાલે ત્યાં હું આગળ ચાલું ને, સંત સુવે ત્યાં હું જાગું રે;
જે મારા સંતની નિંદા કરે છે તેના કુળ સહિત હું ભાગું. પ્રાણુ. ૫
મારા રે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવને બાંધ્યા મેં ન છુટે રે;
એક વાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મેં ન તુટે રે. પ્રાણુ. ૬
બેશીને ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં હું નાચું રે;
હું તો વૈષ્ણવ ક્ષણુ નહિ અળગો, ભણે નરસૈયો એ સાચું રે. પ્રાણુ. ૬

## ભકતોનાં નામ રહેવા વિષે.

### પદ ૫૪ મું.

વાસ નહીં જ્યાં વૈષ્ણવ કેરા, ત્યાં નવ વસીયે વાસડીયાં;
સ્વાસો સ્વાસે હરિ સ્મરણુ ન કરે તો, શ્વાસ ધમણુ કેરી શ્વાસડીયાં. વાસ નહી. ૧
જીભલડી જપમાળા ન જપે તો, જીભલડી નહિ ખાસડાયાં;
જનમ તેનો નહિ લેખામાં જે ન કહેવાય હરી દાસડીયાં. વાસ નહિ. ૨
મોહનજીની માયા પાખી, અવર માયા જેમ ફાંસડીયાં;
ભણે નરસઇયો ભારે મારી, માવલડી દસ માસડીયાં. વાસ નહિ. ૩

## હાર માળાનાં પ્રભાતીયાં.

### પદ ૫૫ મું.

તું શાનો ઠાકોર હું શાનો સેવક, મારા કરમના લેખ ભુસ્યા ન જાએ;
મંડળિક હારને પેરેરે પરભવે, છબીલાજી હવે કેમ થાયે. તું શાનો.
મુને કો કહે લંપટ કો કહે લોભીયો, કો કહે તાલ કુટીયોજ ખોટો;
સાહ્ય કરે શ્રી હરી દીન જાણી કરી, હરિ આપે તો કહું નાથ મોટો. તું શાનો.
વેવાઇએ મુજને અતિયે વગોવિયો, ઉષ્ણોદક મુકી ઉપહાસ્ય કીધું;
દાદશ મધ ત્યાં મોકલ્યા શ્રી હરી, આપના દાસને માન દીધું. તું શાનો.
જાહેર મુજને માહાદેવ કીરપા કરી, ત્યારે મેં લક્ષ્મીનાથ ગાયો;
મામેરા વેળા તો લાજ જાતી હતી, ગરૂડ મુકીને તું ચરણુ ધાયો. તું શાનો.
મારે બેઉ પાસે સુંદરી બાંહ્ય કંઠે ધરી, કેશવ કીરતન એમ થાશે;
અભાગીયા લોક તે અસત્ય વાણી વદે, પુણ્યવંત લોક તે પ્રેમે ગાશે. તું શાનો.
હીરની દોરીયે હાર ગુંથાય છે, વાણું વાસે તો નિજ દાસ મરશે;
દયા કરીને હરી હાર આલો મને, શામળા સહાય તે કુણુ કરશે. તું શાનો.

સોરઠમાં મુને સર્વે સાચો કહે, પુત્રીનું મોસાળું સારૂં કીધું;
નાગરી ન્યાતમાં છડું ચડાવીયું, નરસૈયાને અભેદાન દીધું. તું શાને.

પદ ૫૬ મું.

ભોગળ ભાગિયે રાય દામોદરા ઉઠ જદુનાથ દેવાધિ દેવા;
રાય મંડળિક મદ ભર્યા એમ ઓચરે, નરસૈયા નાગરની સાચી સેવા. ભોગળ.
ભક્ત પાળક દયાળ દામોદરા, દાસ નરસૈને શરણે રાખો;
પતિત છે મુજને પુરણ તાહરી, નાગરા માથે હરિ નેહ દાખો. ભોગળ.
નિશદિન નરહરિ નામ રૂદિયે વસો, પતિત પાવન તારૂં બરદ કહાવો;
ગ્રાહ થકી તમે મુકાવીયો તેમ નરસૈયા નાગરને મુકાવો. ભોગળ.

પદ ૫૭ મું.

શ્રીકૃષ્ણ કૃપાનીધી કેશવા શ્રીહરી, હું અનાથ તું નાથ કહીએ;
મંડળિક હારને પેરે પેરે પરભવે, છબિલા વીના શર્ણ કોને જઇએ. શ્રીકૃષ્ણ.
સંસાર પરહરી નામ તારૂં જપું, તો પ્રભુ કાં પેરે પેરે પીડે;
અંતરગત અવલોકીને શામળા, તુજ વિના રૂદીયાસુ કોણ ભીડે. શ્રીકૃષ્ણ.
માહરા મનમાં હરખ પુરણ છે, તો માહરૂં દુઃખ પ્રભુ શે ન જાણે;
ભણે નરસૈયો પુરણ પ્રીતજ માહરે, મંડળીક મુજને મારે વાણે. શ્રીકૃષ્ણ.

પદ ૫૮ મું.

સાય કર શ્રીહરી દીન જાણી કરી, સન્મુખ થઇને તું જોને આજ;
અમો નાગર જાહરે હઠ કરી બોલશું, નહીં રાખું ત્રીકમ તોરી લાજ. સાય કર.
ગોકુળ માંહી તું ગળો ખાતો ફરે, નવનીત આહીરના લેતો ચોરી;
ચંચળ ચોરશું મુખ નથી બોલતો, અમો લાજ રાખુંજ તોરી. સાય કર.
અલ્યા બહુ પેરે ગોપીને લાડ લડાવીયાં, અન્ન આહીરનાં લેતો ચાખી;
નટવાપણે રંગ ભોગ લીલા કરે, તે નાગર નરસૈયો રહ્યો છે સાંખી. સાય કર.

પદ ૫૯ મું.

મોગરડે શું મોહી રહ્યો શામળા, હાર આપે તો તારી ખ્યાત વાધે;
નાગર તારૂં નામ ગાતો હતો, ત્રીકમ તુને કોઇ ન આરાધે. મોગરડે.
સરવ જાતિ તણા લોક ટોળે મળ્યા, જેની સહાય કરશો તેની થાશે;
મૃત્યુને ભયે નરસઇયો બીહીતો નથી, તારો જશ જગદીશ જાશે. મોગરડે.
રજની સઉ વહી ગઇ લાજ રાખી નહિ, જોત ઝાંખી થઇ જાય દીવા;
કેશવા કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસઇ ગ્રીવા. મોગરડે.

પદ ૬૦ મું.

હારને કાજે શું હઠ કરે શામળા, જાચવાને તોરી પાસ આવ્યો;
રાધીકા સંગ તું વાત બેઠો કરે, શું વૈકુંઠથી તું રે લાવ્યો. હારને કાજે.
તારૂં નામ વિશ્વંભર ધર્યું તે વરાંશિયે, નંદના છોકરા તું છાશ પીતો;
ઓઢતો કાંમળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રહેતો. હારને કાજે.
મારે માત તું તાત તું ભ્રાત તું ભુધરા, તુજ વિના દુઃખ તે કોને કહીયે;
ભણે નરસઇયો તારા ગુણ આઇ જીવીએ, એકલા ભુતળમાં કેમ રહીયે. હારને કાજે.

પદ ૬૧ મું.

આલ્યને હાર સુત નંદ વસુદેવના, આઘ ને અધાપી તારે લાજ થોડી;
કંસના ભય થકી નાશી ગોકુળ ગયો, રહ્યો આહીર શું પ્રીત જોડી. આલ્યને.
તારી ગરજ માટે માબાપ તેં બે કર્યાં, સુર ને અસુર મુનિ સર્વે જોતાં;
કંસનો વધ કર્યો કારજ તારો સર્યો, માબાપ મેહેલ્યાં તેં વ્રિજ રોતાં. આલ્યને.
ભક્તિ કરતાં તું આહિરનો નવ થયો, તો મુને હાર કેમ આપે;
ભણે નરસઇયો રજનીરે થોડી રહી, આલ્ય તસ્કર મુને શું સંતાપે. આલ્યને.

પદ ૬૨ મું.

ઉઠરે અટપટા નથી બોલતો લટપટા, લંપટા લાજ તારી કે જાશે;
વ્રજપતી રંગમાં કેવલ ધટા કરે, તુજ વિના વારે તે કુણ ધાશે. ઉઠરે.
ઊઠ તું ચરવડી શું બેઠો હરબડી, ગાંઠ ધાડી પડી મુજ સાથે;
ભક્તવત્સલ કહાવે તે ફોગટ ગયું, લાજ સેવકની તુજ હાથે. ઉઠરે.
જીવ મારો જગમગે અંગ માહ્રૂ ડગમગે, ડગમગે નેત્ર જોવાને રૂપ;
નરસૈયો રગમગે લોક સઉ ચગમગે, કોપીયો મંડળિક દુષ્ટ ભુપ. ઉઠરે.

પદ ૬૩ મું.

બોલને શામળા આવડા શા આંબળા, કમળામાં ધણું મન કેમ રાખે;
કોટિ બ્રહ્માંડપતિ ઝાઝું શું કહું કથી, વાલા વિસારી મને કેમ નાખે. નવ મેલે.
ગજને ઊગારીયો ગિરિવર તોળીયો, મારિયો રાવણ લંક ભુપ;
રંક હું હારિયો કાણે તુને વારિયો વારિયો મોહી રહી નીજ રૂપ. નવ મેલે.
મુક રે મરકટા જોઇ તારી છટા, અટકે અંગ સુકાશે વાલા;
નરસઇયો વિનવે પ્રીછવે શામળા, નઠોર ન થઇએ નંદલાલા. નવ મેલે.

પદ ૬૪ મું.

ખરેખર કાનુડા તાહ્રૂં મન ચોદશ ભમે, જાણે નાગર કંઇ દાન આપે;
અલ્યા નામ લક્ષ્મીવરા કરો લાલચ ખરા, રંકને લોભિયા શું સંતાપે. ખરેખર.
તાંદુલ લઇ રીધ વિપ્રને મોકલી, ભુવન દીધું વૈકુંઠ સરખું;
મ્હારે તો દાન તું ગ્નાન તું ભુધરા, નિત્ય પ્રત્યે તારા ચરણ નિરખું. ખરેખર.
મન મોટું કરો હાર કંરે ધરો, હરખિને વેહેલા મંડપ આવો;
ભણે નરસઇયો રજનીરે થોડી રહી, દુષ્ટ બંધન થકી મુજને મુકાવો. ખરેખર.

પદ ૬૫ મું.

સદા તું દયાળ હું દીન દામોદરા; હે દીનાનાથ જોને વિચારી;
ચરણને શરણ આવ્યો કૃપાનાથ તા હરે,, કરો સંભાળ ગોપાળ મ્હારી. સદા.
સુણ હે લાડકા દેવકી બાળકા, વિશ્વ પાલક એવું બરદ તારે;
એવું જાણી ઘટે તેમ કરો ત્રીકમા, અવર કો અધિપતિ નહિ રે મારે. સદા.
જો મ્હારા કરમને બાળવિશ ભુધરા, તો પતિત પાવન તાહ્રૂં નામ જાશે;
છાંડતાં તો નથી છુટવું શામળા, છાંડતાં તો ઉપહાસ થાશે. સદા.
દુષ્ટ ભાવે થકી તેં હણી પુતના, જમ દુતના પંથથી તે નિવારી;
મામકી નાર કીરતન કરી ઉધરી, તું વિના શું કુણ કરે મોરારી. સદા.
તારા નામથી દ્રૌપદીને અંબર પુરીયાં, દ્રૌપદ પામિયો અચળ આગે;
તેમ તારા નામનો નરસઇયો જપ કરે, રાખ્ય શરણે તુને લાજ લાગે. સદા.

### પદ ૬૬ મું.

દેવ ભક્તનો ઇશ તું વિષ્ણુ કહાવે સદા, તાંદળાનું દાન તુને કેમ ભાવે;
વિપ્ર સુદામાને નવનિધ આપી તેં, માહરી આગળ કેમ નાવે. દેવા.
હવડાં કૃપણ થયો જાણુનો શે નથી, સદા સેવક જન પ્રતિરેપાલ;
નાશીને ખુણે જઇ પેઠો શું શ્રીહરી, કાલયવનનો આણ્યો કાલ. દેવા.
શિશુપાળ જરાસંધ કંસ નરકાસુર, તેહ તણાં બળ માન મોડયાં;
પુતના અઘાસુર કેશી બગાસુર, વૈર ભાવે તેના બંધ છોડયા. દેવા.
ભક્તિ ભાવે જેણે તુજને ઉપાશિયો, ગર્ભવાસ તે ન આવેરે વળતો;
ભણે નરસઇયો હું ભાવથી વરણવું, રખે ત્રીકમ મુને રાખો ટળતો. દેવા.

### પદ ૬૭ મું.

કેટલાએક મળી વાત એવી કરે, દુષ્ટ બોલે મુખ વચન વાણી;
કામણ મોહન કાંઇ એક એકને, મંત્ર બળે એણે આણ્યું પાણી. કેટલા.
મંત્ર જંત્રની વાત જાણું નહીં, કેવળ કૃષ્ણ મેં રૂદીયે ભાખ્યો;
પ્રલ્હાદ કારણ સ્થંભમાં પ્રગટીયા, બાળક ધ્રુવને અવિચળ રાખ્યો. કેટલા.
ચાર પદારથ સુદામાને આપીયાં, તીમીર ફેડી ત્રીલોચન કીધો;
અમરિષ રાજા ઉગારીયો શાપથી, ચક્ર ધરીને હરી શરણ લીધો. કેટલા.
વેવાઇયે મન વીચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી:
ત્રણ સહસ્ર સાડલા ત્રણ સહસ્ર કાપડાં, ત્રણ સહસ્ર ચુંદડી ચીર સાડી. કેટલા.
ત્રણ સહસ્ર ચોળી કસબ કિનખાબની, રંગ જુદા ને સોભિત તાજા;
સાળુ ચણિયા બેઉ ખટ સહસ્રજ મળી, નહી નુકસાન કંઇ સર્વ સાજા. કેટલા.
તેણે સમયે વેવાઇએ એવું કહ્યું, તમ પુત્રીની સહુએ ઠઠ માંડી;
સહસ્ર બે ચાર રૂપૈયા લે ઉછીના, નહીંતર રાતમાં જાન છાંડી. કેટલા.
દીકરીનું લે તે તો કુંભી પાકે પડે, હોંસે હળાહળ કોણ ખાયે;
લક્ષ્મીનો નાથ લજ્જા મારી રાખશે, મામેરૂં કર્યા વિના નહીરે જાયે. કેટલા.
તે વેળા નાથજી લક્ષ્મીજી લેઇને, પ્રીતે પ્રભુજી માહરી લાજ રાખી;
નરસઇયો વીનવે હાર આપો હરી, દાસનાં દુઃખ કેમ રહો છો સાંખી. કેટલા.

### પદ ૬૮ મું.

કોણ આગળ જઇ વીનવું વીઠલા, શ્રીપતી લાજ રાખોને મ્હારી;
દ્રૌપદી લાજને કાજ આવ્યા હરી, દુઃખ પામી નહીં દાસી તારી. કોણ.
પ્રગટ થાઓ પ્રભુ ભુતળ ભુધરા, નરસઇના નાથ એવું બરદ કહાવો;
સેવકનું સંકટ ટાળીએ ત્રીકમા, તો તમે કાનજી ભક્તારે ભાવો. કોણ.
લોક દેખે સહુ દુઃખ દે છે બહુ, મંડળીક મદ ભર્યો મુઢ પાપી;
નરસૈના સ્વામી જેમ ઘટે તેમ કરો, લાજ રાખી નાંખો બંધ કાપી. કોણ.

### પદ ૬૯ મું.

શ્રવણે સુનો થયો શામળા શ્રીહરી, લક્ષ્મીનાથ શું નિંદ્રા આવી;
બિરદ મોટું ધર્યું પતિત પાવન તણું, શરણ આવે તેની બાંહ સાવી. શ્રવણે.
દુષ્ટનાં દુષ્ટથી રાખ્ય રમા પતી, તમ વિના મહારે નહી અવર સ્વામી;
દુર્જન લોકને મન આનંદ બહુ, અવર કોને કહું શીશ નામી. શ્રવણે.

ફુલની માળ તે અધિક તુને વથી, વીસર્યો નાથ હું મન તારે;
નરસઇના સ્વામી જેમ ઘટે તેમ કરો, લાજ રાખી નાંખો બંધ કાપી. શ્રવણે.

પદ ૭૦ મું.

દયા આણ્ય દામોદરા દાસની, તું રે મારા ધણી ત્રિશ્વ જાણે;
પ્રગટ થશું નામ તે તું થકી શામળા, વીડલા ત્રિનની મન તાણે. દયા.
મારે મંત્ર તું જંત્ર તું ધ્યાન ધરણીધરા, મિત્ર મોહન વિના નહી બીજો;
હાર આપ્યા વિના લાજ કહો કેમ રહે, દીન દેખી પ્રભુ સે ન રીઝે. દયા.
સાર કીધા વિના નેટ નથી છુટવું, જો તારા ચરણુની આશ આપી;
નરસૈયાના સ્વામી માન માગી કહું, દેહ દામોદરા તુજને સોંપી. દયા.

પદ ૭૧ મું.

પરણીને પારકે હાથ શું ભાળવી, લાજ નાવેરે કંથ કેમ તુજને;
કોટી અજબ અપરાધ ક્ષમા કરી, મેહેર કરી આપસ રાખો મુજને. પરણીને.
દાસ ને દાસીનાં દુ:ખડાં કાપવા, ધાયને જાઓ છો એક શ્વાસે;
આજ અલબેલડા અરજ સુણુતા નથી, છુટકો નથી છબીલાજી નાસે. પરણીને.
જેવી તેવી દાસીની લાજ તો નાથને, પ્રીતમજી કેમ પ્રીત તોડી;
પ્રાણુ જાશે તોય અવરને નહિ ભજું, હઠીલા કહુંછું બે હાથ જોડી. પરણીને.
સોલ સહસ્ત્ર એકસો આઠ સ્ત્રી તાહરે, તેમાં એક અધિક હું દાસી તારી;
નરસઇના સ્વામી શું કહું તુજને, હાર આપી સાહ્ય કરને મહારી. પરણીને.

પદ ૭૨ મું.

વિશ્વ પાળ કરૂં વિનતી વિકળતા, તુજ વિના દુ:ખ બીજું કોણુ જાણે;
વલવલતાં વિલપતાં વીતી ગઇ જામની, ત્રીકમા નિંદ્રા શું તજશો વહાણે. વિશ્વ.
રોકયો શું રાધિકા કહ્યું જેનું કરો, મુજપર દયા હરી સે ન આણે;
આવડી હઠ પ્રભુ નવ ઘટે તુજને, તુટશે સ્નેહ ત્રિકમ તાણે. વિશ્વ.
આ અવસર નહી સાચવો શામળા, તો તારી કીરતી કોણુ વખાણે;
હાર નહિ આપો તો નરસઇને મારશે, રાડ લીધી મંડળીક રાણે. વિશ્વ.

પદ ૭૩ મું.

નંદના નંદન વાર લાગે ઘણી, દુરજન લોકને શું હસાવે;
કોટી બ્રહ્માંડમાં ન્યુન નહી તાહરે, લક્ષ્મીવર તુને લાજ ન આવે. નંદના.
પેરેપેરે પરણું માન માગી કરી, કઠણુ કયાં થઇ રહો કૃષ્ણુ કામી;
કપટ ભાવે ભજયો તોય તુજને હરી, સાર સંભાળ કર જગત સ્વામી. નંદના.
કોણુ વેળા થઇ હાર આપે નહીં, સાંભળ શામળા વાત મારી;
નરસઇના સ્વામી માહરે દુ:ખ નથી, મારતાં લાજ જાશેજ તારી. નંદના.

પદ ૭૪ મું.

પ્રથમ પ્રીત માંડી હવે શું રહો શામળા, ન્યુન તારે હરિ શી છે આજે;
કંઠમાં કુસુમની માળ તું ગ્રહી રહો, તે કહો કૃષ્ણુજી સાને કાજે. પ્રથમ.
સાચી ભક્તિ કરૂં લોક જુઠો કહે, કેમ તજી કાનજી નાશી જાઓ;
નાથજી તું વડો મંડળીક મદ ચડયો, વારે વિશ્વંભર વેહેલા ધાઓ. પ્રથમ.

મેલ્ય આયા હવે પુષ્પના હારની, વાર લાગે ઘણી વિશ્વનાથ;
નરસઇયાના સ્વામી આશ તારી ઘણી, મુકશો નહીં કર ગ્રહ્યારે હાથ. પ્રથમ.

પદ ૭૫ મું.

હાર મધુસુદના આજ વહાલો થયો. રાખી રૂદેમાં થયોરે સાંસો;
હાર માંહે હીરા હશે શામળા, શોભી લક્ષ્મીવરા તે વિમાસો. હાર મધુ.
મંડળીક ઉપર કૃપા કીધી ઘણી, દાસ પરથી દયા તેં ઉતારી;
સંકટનો સાથિ નહિ તુજ વિણ શામળા, હે દિનાનાથ મુકો ન વિસારી. હાર મધુ.
ભક્તવત્સલ એવું બિરુદ તાહરૂં, હુંરે વળગી રહ્યો તેની આશે;
પતિત પાવન હરિ નામ છે તાહરૂં, વિપત પડે હવે શું વિમાસે. હાર મધુ.
વાંક નહિ વિઠલા તમતણો તો રતી. પીડા પામું હરી મુજ પાપે;
ભણે નરસઇયો મુને મંડળિક મારશે, જીવતો રહું જો હરિ હાર આપે. હાર મધુ.

પદ ૭૬ મું.

હાર હૈયા વચે શુંરે રાખી રહ્યો કૃપણ થયારે કૃષ્ણ કાળા;
ચોડિક વારનો પરૂણો પ્રભુ તાહરો; રૂડું ગમે તે કરો નંદલાલા. હાર હૈયા.
તાહરા બળ તણી હિમ્મત માહરે, તું રે આપીશ તે મારે લેવો;
તાહરા મનમાં વાત કેવી હશે, દાસનો દાસ છું જેવો તેવો. હાર હૈયા.
મરણથી આવજી હુંતો રડતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે;
હાર આપ્યા વિના મંડળીક મારશે, તે અપજશ તારે શીર ચડશે. હાર હૈયા.
કેટલી વેળા થઇ કરગરૂં કૃષ્ણજી, શું કહું શામળા વારે વારે;
નરસઇના સ્વામી આવો ઉતાવળા, તુજ વિના ભક્તને કોણ ઉગારે. હાર હૈયા.

પદ ૭૭ મું.

હું જાચક તું દાતાર દામોદરા, મ્હારે મન એ બિરદ સાચું;
આપે ન આપે તોય તું ઘણી ત્રિકમા, તુજ વિના બીજા કોને ન જાચું. હું જાચક.
ભક્ત સુદામાની સાય કરી શામળા, નવનિધી આપી રૂઠયા મોરારી;
ચતુરભુજ તેં ચંદ્રહાસ ઉગારીઓ, કીરતી ગાય છે જગત સારી. હું જાચક.
ગુરૂ બાળક યમ સદનથી લાવિયા, અર્જુન પ્રતિજ્ઞા વાચા પાળી;
બ્રાહ્મણના દસ પુત્ર હર્યા હતા, વૈકુંઠનાથ તું લાવ્યો વાળી, હું જાચક.
એવાં ઘણાં વળી બિરદ છે તાહરાં માહરૂં દુઃખ હરિ કહ્યુંરે તુજને;
હાર નહિ આપો તો મંડળિક મારશે, નરસઇયો કહે હરિ રાખ મુજને. હું જાચક.

પદ ૭૮ મું.

વાર થઇ વિઠલા વેગે વારે ચડો, નાગરી નાતમાં હાંસી થાયે;
ભક્ત ઉદ્ધારીયા અનેક આગે હરી, તમ વિના કાનજી કોને કહેવાયે. વાર થઇ.
દ્રૌપદી કાજ વેગે ધાથી આવીયા, પુરિયાં ચિર અનેક ભાતે;
રાખિયે લાજ કરો કાજ હરિ અમ તણું. વિલંબ ન કીજે પ્રભુ એજ વાતે. વાર થઇ.
જાગ્ય તું જદુપતિ સદામ શ્રવણે સુણી, પ્રગટ થઇ પુત્રીને માન દીધું;
જામ છાયલ ને ચીર બહુ નવનવાં, પુર્યાં પિતાંબર કાજ સીધ્યું. વાર થઇ.
જય હરી જય હરિ હાર આપો મુને, કેશવા કિરતી રહે જગમાં સાચી;
નરસઇયો નમિ નમિ કહે વાલા તુજને, જન્મો જન્મ તારી ભક્તિ જાચી. વાર થઇ.

## પદ ૭૯ મું.

( રાગ મેઘ મલ્હાર અથવા રામગ્રી રાગના પ્રભાતમાં પણ ગવાય છે. )

જીરે ચોદશ જોઉ તારી વાટડી, મારો નાથ આવે;
મંડળિક ખડગ કાઢી રહ્યો, મુને કુણ મુકાવે. ચોદદશ જોઉ તારી વાટડી.
હઠીલાજી હઠ મુકીએ, હાર આપીએ મુજને;
માર્યા પછી મારા નાથજી, લાજ લાગશે તુજને. ચોદશ જોઉ તારી વાટડી.
જીરે ગજ કારણ ગરૂડ છાંડીયો, અર્ણુ એણ ઉજાણુા;
નરસઇયાને હાર આપતાં, આવડું શુંરે રીસાણુા. ચોદશ જોઉ તારી વાટડી.
જીરે વામન રૂપે બળિ છળ્યો, ધરા ત્રણ પદ કીધી;
ઈંદ્રનું ઈંદ્રાસન રાખવા, સીધ બળનેરે દીધી. ચોદશ જોઉ તારી વાટડી.
જીરે મોસાળુ કીધું ભલુ, ગ્રથ ગાંઠેરે નહોતો;
લક્ષ્મીજી લેઇ પધારીયા, મુને કીધો સમોતો. ચોદશ જોઉ તારી વાટડી.
રામા શું રંગે રમો, પ્રભુ મુજને વિસારી;
છબિલાજી તમ કંઠથી, હાર આપો ઉતારી. ચોદશ જોઉ તારી વાટડી.
નરસૈયો વિનતી વિનવે, દામોદર સુજાણ;
તમે હઠે નથી બોલતા, મંડળિક અજાણ. ચોદશ જોઉ તારી વાટડી.

## પદ ૮૦ મું.

વિધિ વિચારી પ્રીતડી, જોને સારંગ રાતો;
હાર નહિ આપો તો મારશે, મંડળિક મદમાતો. વિવિધ.
કામી થયો તું કેશવા મુને પરભવે પાપી;
લોભિ થયો લક્ષ્મિવરા, પુતના તેં સંતાપી. વિવિધ.
મ્હારી વારે ચડોને વીઠલા, નહિ તો બ્રદ તુજ જાશે;
નરસૈયાને મંડળિક મારશે, તારા ગુણ કુણ ગાશે. વિવિધ.

## પદ ૮૧ મું.

મહા હઠીલો મુખથી ન બોલે, જુઠડો છે જદુનાથ;
ધુતારો ધરણીધર જાણ્યો, અટક્યો ન મુકે વાતરે. મહા હઠીલો.
ગોકુળમાં તું થયો ગોવાળો નવનીત કેરો ચોરરે;
ભલી ભગત સવરીનાં એઠું જુઠાં પ્રાસ્યાં બોરરે. મહા હઠીલો.
પરાધિન થઇ પેટજ ભરતો, લેતો ગુર્જરીનાં ધાનરે;
નરસૈયા સાથે હારને કાજે, આવડું શું અભિમાનરે. મહા હઠીલો.

## પદ ૮૨ મું.

મહા હઠીલો મુખથી ન બોલે, સામળો મહા કુજાતરે;
ધુતારો ધરણીધર જાણ્યો, આહિર જાત તમ જાતરે. મહા હઠીલો.
ચંચળ લંપટ ચાડી ખાતો, સઘળે કરતો સોરરે;
ગોકુળમાં ગીરધારી રહેતો, નવનિત કેરો ચોરરે. મહા હઠીલો.
તું ગુજરધનાઇને ઘેર જાતો, ત્યાં તું ચાહાડો ઠુમરો ખાતો;
ધનાઇ બાંધતી ઝાડે તાંણી, ત્યાં હું મેલાવતો સારંગપાણી. મહા હઠીલો.

તે વેળા સંભાળો વહાલા, દયા મનમાં આણો રે;
મહારાજ મોંઘા નવ થઇયે, મને પોતાનો કરીને જાણોરે. મહા હઠીલો.
મારે રૂડે તારૂં રૂડું, મ્હારે ભુંડે તારૂં ભુંડું રે;
મારી પત્ય જતાં તારી પત્ય જાશે, ત્યારે ગોકુળમાં કેમ રહેવાશેરે. મહા હઠીલો.
ભોકો સહુ વરવાં બોલે છે, ઢાંક મારાં કે ઉઘાડું તારાં;
નાગર બરડક બોલા કહિયે, તે તમો નવ આણો હૈયે. મહા હઠીલો.
ભખુભાણુ સુતાએ પકડી રાખ્યો, તુજ વણુ કુણુ કરે સહાયરે;
નરસૈયાને હાર નહિ આપો તો, તે વિના જશે કુણુ ગાયરે. મહા હઠીલો.

પદ ૮૩ મું.

## ( નરસઇ મહેતો પોતાની પુત્રી કુંવરબાઇને કહે છે. )

સાસરે પધારો રે મ્હારી કુંવરી રે, વિપરીત વેદના રે વિચાર;
પીયર તમારૂં રે પુત્રી ઢુકડું રે, છે શ્રી ગોકુળમાં પરિવાર. સાસરે.
હરિગુણુ ગાતાં રે ઘડપણુ ગાળજોરે, સત સંગે કરજો વળી સુવિચાર;
રૂદન ન કરસો રે રૂદિયાં ફાટતે રે, નથી કોઇ આંસુનું લેનાર. સાસરે.
મારે તો નિરધનને રે પેટે તું પડીરે, કાંઇ ન પામી તું તો સુખ;
નઠોરને નીત્ય રે નટ નાગર તણો રે, ઠામ ઠામ દીધાં છે બહુ દુઃખ. સાસરે.
એમ ન કીજે રે મારા તાતજી રે, રાખો શ્રી નાથજી શું નેહ;
જ્હાર ઘણી કીધીરે એણે શામળે રે, તે આજે કેમ દેશે છબીલોજી છેહ. સાસરે.
જેણેરે મામેરૂં રે હરિયે પેહેલાં કર્યું રે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
હુંડીને શિકારી રે હરિએ હેતશું રે, તે હાર આપશે શ્રી મહારાજ. સાસરે.
સાસરાયે જઇને રે હવે શું કરૂં રે જ્યાર રૂઠયા સારંગપાણુ;
તમને જયારેરે મંડળિક મારશેરે, ત્યારે અમે તજશું અમારારે પ્રાણુ. સાસરે.

પદ ૮૪ મું—( માનબાઇ કહે છે )

આધારને હુતો રે હરિ સુને તાહરો રે, અમો અબળા દુરબળ નાર;
પ્રીતલડીને હુતી રે પેલા ભવ તણી રે, તે ત્રિકમજી મેલી રે વિસાર. આ૦
પટકુળ પ્રેમદાનાં રે પ્રીતે પુરીયાં રે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
દીન જાણીને રે અમને કા કરોરે, મેહેતાજીને મુકાવોને મહારાજ. આ૦
ગ્રાહને થકી રે ગજ મુકાવિયો રે, વારે તમે ધાયા અડવાણે ચર્ણે;
દાસના દોહલા રે તમે સહી નવ સકો રે, શું સુતા છો અશર્ણે શર્ણે. આ૦
સોનઠને સત્રશું રે હરજી હસાવિયું ર, હારને ઘણી લાગી વાર;
હળવાંને પડયાં રે સહુ હરખે ભર્યા રે, વાર્યું નહિ કીધું નંદકુમાર. આ૦
ગુણુલા સાંભળીને રે પ્રભુ સહી નવ શકો રે, એકલા શો કરશો રે વિલાસ;
દીન જાણીનેરે અમને દયા કરો રે, પુરો અમ અબળા કેરી આશ. આ૦
વિનંતી અમારી રે સ્વામી તમે સાંભળો રે, છોજી તમે ભક્તવત્સલ ભગવાન;
કરજોડીને રે કરે છે વિનતી રે, માનબાઇ માગે છે રે માન. આ૦

પદ ૮૫ મું.—( માનબાઇ કહે છે )

દામોદર દીનરે દરસન દીજીયે રે, વાલા તારો મહેતાજીરે દુભાય;
જનમો જનમનો રે દાસ તમારો શામળીયાજી કીધી છે બહુ સ્હાય. દામો૦

નરસઇયાને રે મંડળીક મારશે રે, તમે પોહોડ્યા રાધાજીને ઘેર;
ગોપીયોની સાથેરે વાલા રંગે રમોરે, સ્વામી તમ શેવકની શી પેર. દામો૦
પ્રીતલડીના બાંધ્યારે પ્રભુજી પધારજ્યો રે, આવોજી રમીયે રાસવિલાસ;
મોગરાની માળારે લેતા આવજો રે, પુરો અમ અબળા કેરીરે આશ. દામો૦
બહ્માંડતો ભટકીરે અમો ભુલાં પડયાં રે, પામ્યા શ્રીગોકુલમાં તો ઠામ;
નરસૈયા સાથેરે લઇ રણા રૂશણુંરે, તેમાં નહિ સરે શામળીયાજી કામ. દામો૦
વૃંદાને વનમાંરે લાડ લડાવિયાં રે, તેવી પ્રભુ પુરો અમારીરે આશ;
વિઠલજી વિનંતારે સે નહીં સાંભળોરે, અમો હરી છૈયે તમારારે દાસ. દામો૦
દીન જાણીનેરે અમને દયા કરોરે, નરસૈયો મુકેછેરે માન.
એછે વિનતીરે રતનબાઇની રે, શામળીયાને કરેછેરે સાન. દામો૦

પદ ૮૬ મું—( કાનબાઈ કહે છે. )

શામળીયા સનેહીરે અમઘેર આવજોરે, કહું મારા મનડા કેરીરે વાત;
મંદીરે પધારોરે મોહન મલપતારે, જુવો વીતી ગઇ બધી રાત. શામ૦
કોડતો કૃષ્ણજીરે કામનીના પુરવારે, આવોજી સભા મધ્ય મહારાજ;
મેહેતાજીનેરે મંડળીક મારશેરે, લક્ષ્મીવર જાશે તમારીરે લાજ. શામ૦
હાર ન આપ્યોરે અતિ હળવાં પડયાંરે, તેહ તમને કેમ ગમે છે નાથ;
વિનંતી કરીનેરે કાન તમને કહુંરે, બુડતાંનો આવી ઝાલો હાથ. શામ૦
પ્રિતલડી બંધાણીરે, પ્રભુ તમથી ધણીરે, અમો બીજા કોની કરીયે આશ;
વેળાતો વિતીછેરે જાગી જુવે જાદવારે, આસનથી ઉઠો શ્રી અવિનાશ. શામ૦
વિલંબ કર્યાથીરે વાત વણશી જશેરે, પ્રિતમજી પધારોને આ વાર;
કાનબાઇ કહેછેરે મોહનજી માનીયેરે, હરી મારા નોધારાના આધાર. શામ૦

પદ ૮૭ મું—( પાનબાઈ કહે છે )

મારા જીવણજીરે જદુપતી જાદવારે, વિનંતી સુણોને વિશ્વાધાર;
શરણુ તમારેરે છું હું શામળા રે, તોયે વાલા કેમ કરો છો વાર. મારા૦
સભા સહુ દેખાતાંરે હાર હરી આપીયેરે, બિરદ પાળોને પોતાનું શામ;
ગરીબ ભગતનીરે વાર પ્રભુ કીજીએ રે, મેહેતાજીના માનવી પુરો હામ. મારા૦
ગોકુળમાં ગિરધારીરે રક્ષા કરી ગાયથીરે, ગોપીયોને ઘણાં લડાવ્યાં લાડ;
તેમ મેહેતાજીનીરે આશા પુરીએ રે, અબળા માનું મતારોરે પાડ. મારા૦
જગમાં જનમીરે અમો ભુલાં ફર્યાં રે, નિચ ભક્તિ કરીને પામ્યાં ઠામ;
બાંહ્ય ગ્રહ્યાનીને લાજ બધી નાથને રે, પ્રિત કરી તમશું સુંદરશામ. મારા૦
તમારે જગતમાં રે ભક્તો અનેક છેરે, અમારે તો એક તમે ભગવાન;
પાનબાઇ કહેછેરે પ્રભુજી પધારીયે રે, વાલા હાર આપીને રાખો માન. મારા૦

પદ ૭૦ મું.—( સુરસેના સખી કહે છે. )

શ્રીજી મહારો વીનતી, તમે સાંભળો સારંગપાણ રે;
સંકટ તમને શું કહું વાલા, તમો છો ચતુર સુજાણ. શ્રીજી મહારી૦
દાસને દુઃખ છે દોહલાં તે કેમ સહોછો મહારાજ રે;
વિલંબ ન કીજે વીહલા, હવે ગ્રહ્ય સેવકની લાજ. શ્રીજી મહારી૦

અમો હળવાં પડયાં દામોદરા, તો તારા ગુણ કોણ ગાયરે;
બરદ ન પાલો ભુધરા, તો અમે કેમ જીવાય રે. શ્રીજી મ્હારી૦
સજ સે ન થાઓ શામળા, તમે બોગળ બાગો આજ રે;
હાર આપો હરી દાસને, જેમ જાય મંડલિકની લાજ રે. શ્રીજી મહારી૦
અમ વીના તમે એકલા પ્રભુ શો કરશો વિલાસ રે;
પરસ્પર છે કાનજી, અમને તમારી આશ રે. શ્રીજી મહારી૦
જળહળતા છો શામ સુંદરવર, અમો છું તમારી નાર રે;
તેહ વિના નારી કેમ રહે, કંઇ કરો મન વિચાર રે. શ્રીજી મહારી૦
સ્વામી સે નથી જાણતા, મન ઉતારોને રીસ રે;
અપરાધ અમારો ક્ષમા કરો, નામે સુરસેના શીશ રે. શ્રીજી મહારી૦
અમો અબળા તમને નમું, અમને કરો પસાય રે;
નરસૈવાને ઉગારી લીજે, ત્યારે હસિયા વૈકુંઠ રાય રે. શ્રીજી મહારી૦
સુરસેનાની વીનતી, સાંભલી દામોદરરાયરે;
આસનથી હરી ઉઠીયા, દાસને કર્યો પસાય રે. શ્રીજી મહારી૦

પદ ૮૯ સું.

સુરસેનાની વિનતી જાણી રે. આસનથી ઉઠયા સારંગપાણી રે;
જળહળતા બ્રહ્મ તે આવે રે, સખી હરખ ધરીને વધાવે રે. સુરસેનાની.
સઘળી બાધને બીડી આપી રે, રીસે બળ્યા તે સઘળા પાપી રે;
નવ જાણે નરસૈંયો વિચાર રે, આવ્યા મંડપમાં મોરાર રે, સુરસેનાની.
મુખે બોલ્યા તે શ્રીજગદીશ રે, નમી સર્વ સખીને શીશ રે;
તમારી સ્તુતી સહી નવ જાય રે. એમ બોલ્યા તે જાદવરાય રે. સુરસેનાની.
સર્વ સખીયે દીધું આલિંગન રે, દીન બોલ્યા જગજીવન રે;
સર્વ સખીને સમરપ્યા હાર રે, નેણે વહે છે જલની ધાર રે. સુરસેનાની.
તમે શાને કરો વિલાપ રે, હાર અરપું આપો આપ રે;
તમો વેચો તો વેચાઉં રે, કાચે તાંતણે બાંધ્યો આવું રે. સુરસેનાની.
બ્રહ્માદિકને વશ નહિ થાઉં રે, વેદ વિધા હોએ ત્યાં ન જાવું રે;
એવું બોલ્યા શ્રી જુગદીશ રે, નામી સર્વે સખીને શીશ રે. સુરસેનાની.
જેને મન ઘણો અભિમાન રે, ત્યાંથી દુર સદા ભગવાન રે;
હુંતો સત્ય વચનજ ભાંખુ રે, હું તો લજ્જા સેવકની રાખું રે. સુરસેનાની.
તમે જેરે માગો તે આપું રે, તમ વચન કદી ન ઉથાપું રે;
તમને કહું વિસ્તારી વાત રે, મેહેતાજીની વધારૂં ખ્યાત રે. સુરસેનાની.
માટે કહોને કેદા[illegible] ગાય રે, તે વિના નહીં હાર અપાય રે;
હું તો જઇ બેસુ આસન રે, સત્ય માનજો મુજ વચન રે. સુરસેનાની.
નમો પ્રાણ થકી છો પ્યારા રે, ક્ષણુ એક ન મુકું ન્યારા રે;
એમ બોલ્યા દામોદર રાય રે, સહુ સખીયોને હરખ ન માય રે. સુરસેનાની.

પદ ૯૦ સું.

સખીયોરે જ્યારે હરખજ પામી, ત્યાર રીઝયા સારંગ પાણીજી;
હશી હશી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય વૈષ્ણ વાણીજી. સખીયો૦

કુંવરબાઇ કહે કરજોડી, સાંભળો મારા તાતજી;
દામોદર રાયને ઘણો વહાલો છે કેદારો સાક્ષાતજી. સખીયો૦
ગિરિવરધારી ને કુંજવિહારિ, તે સાથે છે હોડજી;
દામોદર શું પ્રીત બંધાણી, તે રાગ કેદારાની જોડજી. સખીયો૦
મેહેતાજી મન સ્થિર કરી રાખો, નહિ મુકે નાથ તમારોજી,
દામોદર રાયને ઘણો વહાલો છે, તે ગાઓને રાગ કેદારોજી. સખીયો૦
મેહેતાજી કહે પુત્રી મ્હારી, દેવાળીયા કહેવાઇયેજી;
સાઠ રૂપૈયે ઘરેણે મુક્યો છે, માટે ક્યાંનો કેદારો ગાયેજી. સખીયો૦
ધરણીધર મેહેતાજીને મંદીર ખત લખીને આપ્યુંજી;
તે રૂપૈયા આપ્યા વિના, જો ગાઉં તો જીભ કાપુંજી. સખીયો૦
અટક સાંભળી મેહેતાજીની, સમરથ સારંગ પાણીજી;
કેદારો મુકાવા ચાલ્યા, પ્રાત પુરવની જાણીજી. સખીયો૦

પદ ૯૧ મું.

કેદારો મુકાવાને ચાલ્યા, તે ભક્તવત્સલ ભગવાન સ્વરૂપ;
ધરણીધર મેહેતાજીને મંદીર લઇ આવ્યા મેહેતાનું સ્વરૂપ. કેદારો૦
ધન આપી ખત માગીર લીધું, મેહેતાનો મહિમા વધારયોરે બહુ;
ધરણીધર નાગરને ઘેર, એક અપાંગળી હતીરે વહુ. કેદારો૦
તેને ઘેલી કહીને સહુકો બોલાવે તેને મંદિર પધાર્યા ભગવાન;
મસ્તક હાથ મુકીને ઉઠાડી, તેનું રૂપ કીધું લક્ષ્મિજી સમાન. કેદારો૦
એક પંથ બે કારજ કરીને, હરી આવ્યા જુનાગઢ મોઝાર;
મેહેતાજીને ખોળે ખત નાંખ્યું, અંત્રિક્ષ રહીને દેવ મોરાર. કેદારો.
તેરે શ્રીપાતે સરવે દીઠું, મંડળિક પાસે માગે માન;
નરસૈયો ઇશ્વરનો સેવક, કહ્યું કરો હઠિલા રાજન. કેદારો૦
અન્યો અન્ય સહુ વાત કરે છે, ખત આપ્યું દામોદર રાય;
નરસૈયાને મંદીર મોકલો, નહિ તો આપણો મહિમા જાય. કેદારો૦
તળાજેથી તતક્ષણ આવ્યો, કહે ધરણીધર સાંભળો રાય;
હરિના જન હરિ સરખા જાણો, મેહેતાજીને લાગો પાય. કેદારો૦

પદ ૯૨ મું.

દ્વારિકાં પોહોત્યા કમળાપતિ, રામાનંદ પ્રત્યે કહે વિનતી;
તમે જુનાગઢ લગી વેગે જાઓ નરસૈયા નાગરને કરો પસાવો. દ્વારિકાં૦
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરણીધર કહે વીચાર;
મેહેતાને રૂપે આવ્યા ભગવાન, અપાંગ વહુ કીધી લક્ષ્મી સમાન. દ્વારિકાં૦
ધન આપી ખત લીધું હરી, ધરણીધરે વાણી ઓચરી;
શ્રીપાત સાંભળીને દિલગીર થયા, મંડળીક રાય વિચારી રહ્યા. દ્વારિકાં૦
અન્યો અન્ય વારતા ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેષ કોણ કરે;
દક્ષણવલ ગંગોદક ભરયો, નરસૈયો નાગર વૈષ્ણવ ખરો. દ્વારિકાં૦
સાથે રત્ન ગળાવ્યું રાય, રત્ન જડે તે જીવે ગાય;
એવી પ્રીત દામોદર ક્યાંથી કરે, ભાગી ભોગળ દ્વાર કરે ધરે. દ્વારિકાં૦

તે માટે મહેતાને મોકલો ઘેર, બ્રાહ્મણ શું નવ કીજે વેર;
વેર કીધે નવ થાએ ભલું, તે માટે કહીએ એટલું. દ્વારિકાં૦
એમ સભાજન સરવે કહે, તે તો મંડળિક સરવે લહે;
પ્રબંધ પરધાન વિચારે પેર, નરસઇયાને મોકલિયે ઘેર. દ્વારિકાં૦

પદ ૯૩ મું.

રામાનંદ સન્યાશી એણીપેર કહે, એ કથા અધવચ નવ રહે;
કોઇ કોઇની કુડી પક્ષ કરે, તે સન્યાસી નરકે સંચરે. રામાનંદ૦
વૈષ્ણવ જનને નીંદે જેહ, કુંભીપાકે પડે નર તેહ;
પાંઢુપુર નગર છે એક, તેમાં નામો ભક્ત વિષેક. રામાનંદ૦
નામદેવને હરિસુ પ્રિત, રામાનંદ કહે શુભ રીત;
બ્રાહ્મણે આણી મસ્તક ગાય, લઇ બાંધી સુલતાન સભાય. રામાનંદ૦
નામદેવે સજીવન કરી, તુલસી માળા કંઠે ધરી;
નામદેવ નરહરિ ગુણ ગાય, આવ્યા સમરથ વૈકુંઠ રાય. રામાનંદ૦
જુઠા લોક સહુ જોઇ રહ્યા, વૈષ્ણવજન તે સાચા થયા;
ભગત જગતને આદથી વેર, પ્રભુ સેવકની જાણે પેર. રામાનંદ૦
પ્રલ્હાદજીપર કોપ્યો તાત, વિભિષણને વીરે દીધી લાત;
અમરિષને દુરવાસા કોપીયો, ધ્રુવબાલક તે વનમાં ગયો. રામાનંદ૦
ત્યાં મળિયા રૂશી નારદરાય, આપી મંત્ર કર્યો વિદાય;
તેણે ધર્યું હરિનું ધ્યાન, પ્રસંન થયા પોતે ભગવાન. રામાનંદ૦
ભકત જાણીને સુધ લીધ, ધ્રુવજીને તો અવિચળ કીધ;
સુધનવા:ઉગાર્યો હરિ, તેલ કડાને ટાહાડી કરી. રામાનંદ૦
પાંચાલીનાં પુર્યાં ચીર, તે તો પોતે હળધરવીર;
માટે મહેતા તમને કહું, સંસાર ચરિત્ર હું સઘલું લહું. રામાનંદ૦
હાર લિધા વિના જાઓ ઘેર, તો વૈષ્ણવની લાજ રહે શીપેર;
ભાગી મોગળને આપો હાર, ત્રિભુવન વરતે જયજયકાર. રામાનંદ૦
નિજ ધરમનો બેલિ મહારાજ, ઠામ ઠામ જનની રાખે લાજ;
રહો વિશ્વાસે આણે ઠામ, હવે ડગમગ શું આવે કામ. રામાનંદ૦
મેહેતા તમારી ભક્તિ ખરિ, હાર આપશે હેને હરી;
રામાનંદ એણિપેરે ઉચરે, મહેતાજી મનમાં હરખજ ધરે. રામાનંદ૦
કેદારો આલાપીને ગાય, સર્વે સખાને આનંદ થાય;
જય દામોદર જય રણછોડ, નિજ ભક્તના પુરો કોડ. રામાનંદ૦

પદ ૯૪ મું.

મારો વાલોજી રાગ સુણાવિને આવ્યા, મેહેતો ખત વાંચીને ખુંખારેરે;
નાચે કુદેને તાળ વજાડે, મારો વાલોજી નવ વિસારે રે. મારો૦
મધુરે સ્વરે કેદારો ગાયો, મ્હારો ગોરિયો ગમાણે આવ્યોરે;
ઠમકે ઘુઘરી નેપુર વાજે, મહારો રાગ કેદારો સુણાવ્યોરે. મારો૦
પ્રગટ થાઓ પાતળિયા સભામાં, મુજને આપો હારરે;
આવો છબીલા શાહેદી દીજે, સાને લગાડો વારરે. મારો૦

ઝળપતા મંદિરમાં આવો. જાણ્યા દીનદયાળ રે;
સભા સર્વ દેખતાં કાનુડા મારી કંઠે આરોપો માળ રે. મારો૦
એમ કહિ ખત મસ્તક મુક્યું, સખિયો થાઓ સાવધાન રે;
જય જયકાર બોલે નરસૈયો, સર્વ સખીયો કરો ગાન રે. મારો૦

પદ ૯૫ મું.

દામોદર હિંયા માંહે વિચારે, મેહેતો ભગત છે મ્હારો રે;
ક્ષણુએ મુજને નવ વિસારે, ગણે પ્રાણથી પ્યારો રે. દામોદર૦
એમ વિચારી ગયા આપોઆપ, ધરણીધરને ઘેર રે;
કહારો મુકાવિ લાવ્યા, જુકતે જાણિ પેર રે. દામોદર૦
ખત લાવીને ખોળે નાંખ્યું, તે તો સરવે જોયું રે;
મેહેતો મનમાં રાજી થયા બહુ, જોતાં મનડું મોહ્યું રે. દામોદર૦
કોડેથી કહારો ગાયો, તે તો મુજને ભાવ્યો રે;
ઉપમા આપી મુજને બાળકની, ગોરિયો ગમાણે આવ્યો રે. દામોદર૦
માટે આસન જઇને બેસું, છોને લાગે વારરે;
કેવો ગણિયો મુજને મેહેતે, કેમ આપું હવે હારરે દામોદર૦
રીસ ચઢાવી આસન બેઠા, શ્રી દામોદર રાયરે;
તે તો મેહેતાજીએ જાણ્યું, હવે શી પેર થાયરે. દામોદર૦
મેહેતાજી કહે સુણો મોહનજી, રોસાઇને ક્યાં જાઓ રે;
જીવ જતાં લગી નવ છોડું, સહાય શામળિયા થાઓરે. દામોદર૦

પદ ૯૬ મું

ભાગ્ય ભોગળ શામળિયા સાથી, ઘેલડા મુકાવોને ગોવાળારે;
આહિરને આવડો શો અટકો, આપો મોગરાની માળારે. ભાગ્ય૦
હવે ગાળ નહિ દઉં ગોવીંદજી, ક્ષમા કરો અપરાધ રે;
શિવ વિરંચી તારો પાર ન જાણે, તેથું કર્યો મેં વાદરે. ભાગ્ય૦
શુક સનકાદિક ધ્યાન ધરે છે, તે તું નંદકુમારરે;
લક્ષ્મિવર મેં કહ્યો તુજને, લંપટ વારંવાર રે. ભાગ્ય૦
સેવક જનના બોલ્યા સામું, જોઇએ નહિ જદુનાથ રે;
અવગુણ ભરિયો પણ હું તારો, હેતે ઝાલો હાથ રે. ભાગ્ય૦
સુધ બુધ લજજા પ્રેમી જનમાં, નવ રહે લગાર રે;
પ્રેમ વચનમાં જે બોલાણું, વિઠ્ઠલ વારંવાર રે. ભાગ્ય૦
ગુણસાગર છો શ્રી ગિરિધારિ, બાનાની પત રાખો રે
મેહેર કરી મહારાજા મુજપર, દાસને દરશન દાખો રે. ભાગ્ય૦
આવો આલિંગન દીજે મારા વાલા, સુંદર મુખડું નિહાળુંરે;
ભણે નરસૈયો રજની વીતી, થયું ત્રૈલોકમાં અજવાળું રે. ભાગ્ય૦

પદ ૯૭ મું.

જાગ્ય જાગ્ય રે જદુપતી, રજની વિહાણી;
મંડળિક મુજને બહુ બિવરાવે, જીવન લ્યો જાણી. જાગ્ય૦

અરૂણ ઉદયની વેળા થઇ છે, હરણી તો આથમી;
દીપક જ્યોત્યો ઝાંખી થઇ છે, કહું મસ્તક નામી. જાગ૦
વલોણાં વાજે ને ઘંટીયો ગાજે, પ્રેમદા ભરે પાણી;
કેશવજી તમે કેમ ન આવ્યા, કોણે બાંધ્યા તાણી. જાગ્યા૦
મુચકંદને કુંભકરણ જીત્યા, તેની ઉંઘ તને આવી;
આળસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રીસાવી. જાગ૦
દીનબંધુ છો દામોદરજી, હાર હરી આપો;
નરસૈયો કહે નાથજી મ્હારાં કષ્ટ તમે કાપો. જાગ૦

પદ ૯૮ મું.

ખત વાંચતાં હું ખુંખાર્યો, તેની તમને ચડી છે રીસ રે;
સેવકના અપરાધજ સામું, શું જુવો જગદીશ રે. ખત વાંચતાં.
શ્રીપતી સહાય કરો સેવકની, વેળા થઈ છે ઝાઝી રે;
મોગરાની માળા લઇને પધારો, મેહેતાજી થાયે રાજી રે. ખત વાંચતાં.
ઉઠો ઉઠો હરી થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એકરે;
પ્રીતમજી પ્રેમથી ભેટું, મુકી દો હરી ટેકરે. ખત વાંચતાં.
એવું સુણી ઉઠયા અલબેલો, થયો ત્યાં બહુ કડાકો રે;
જાણે મેઘ ગાજ્યો અશાડો, એવો થયો ભડાકો રે. ખત વાંચતાં.
મોહનજી કહે સુણો મેહેતાજી, અંતર નથી તમ સાથે રે;
પ્રીત કરી તુજને પેરાવું, હાર હું મ્હારે હાથે રે. ખત વાંચતાં.
તુજ વીના મ્હારે નવ ચાલે, હું પુરૂં તારી આશરે;
એમ કહીને બન્ને ભેટયા, નરસૈને અવિનાશ રે. ખત વાંચતાં.

પદ ૯૯ મું.

કમાડ કડકડિયાં ને ગગન ગડગડિયાં, મંડલિકનાં મંદીર;
ભોગળ ભાગીને તાળાં રે તુટયાં, પધાર્યા શામ શરીર. કમાડ કડકડિયાં૦
ખળભળિયાં ધડકોશીશારે, પડે પોળે પોકાર;
નાઠાશુર સભાથી સૈનૈકો, થઇ રહ્યો હાહાકાર. કમાડ કડકડિયાં૦
આસનથી ઉઠયા અવિનાશી, આવ્યા સભા મોઝાર;
સભા સર્વે દેખતાં આરોપ્યો, મેહેતાજીને કંઠે હાર. કમાડ કડકડિયાં૦
પીતાંબર પ્રિતે ઓઢાડયું, આપી, કાને કુંડલ જોડ;
મસ્તક મુગટ સમરપી નાચે, જયજય શ્રીરણછોડ. કમાડ કડકડિયાં૦
મુખ મોરલી મધુરી વજાડે, દીનોનાથ દયાળ;
રંગીલો છબીલો છોગાળો વાલો, તે લે ભમરી કરતાળ. કમાડ કડકડિયાં૦
જય જયકાર બોલે સહુ સખીયો, ધન્ય ધન્ય ગોકુળ રાય;
નરસૈયાને હરિહરિ ભેટે, હૈડે હરખ ન માય. કમાડ કડકડિયાં૦

પદ ૧૦૦ મું.

આહુડિયે જોને દ્વાર ઉઘાડી, હાર ગોપાળરાયે દીધો રે;
રાજા મંડળિક થરથર કાંપ્યો, મેં મોટો અપરાધ કીધો રે. આહુડિયે જો૦

સન્યાસી સૌ વિસ્મય પામ્યા, વરત્યો હાહાકારરે;
જેને જેવો તેને તેવો, દીઠા દેવ મોરારરે. આદ્ધિડિયે જો૦

નરસઇ આશ્રમે નૃસિંહરૂપ દીઠા, મુકુંદાશ્રમે મુકુંદરૂપ રે;
અચ્યુતાશ્રમે અચ્યુતારૂપ દીઠા, માધવશ્રમે માધવરૂપ રે. આદ્ધિડિયે જો.

રઘુનાથશ્રમે રઘુનાથરૂપ દીઠા, બીમે દીઠા રામ રે;
રાજાની માએ ચતુરભુજ દીઠા, રાણિયે દીઠા સુંદરશ્યામરે. આદ્ધિડિયે જો.

શ્રીપતપંડિત સુંદરરૂપ દીઠા, શ્રી ધરે દીઠા બ્રહ્મચારરે;
બ્રહ્મભારથીયે બ્રહ્મરૂપ દીઠા, પ્રસાદ પુરીયે શ્રીપુરાર રે. આદ્ધિડિયે જો.

પ્રલંબપ્રધાને પ્રૌઢરૂપ દીઠા, મંડળિકે દીઠા કાળ રે;
સભાયે દીઠા સુંદર શિરોમણુ, સજને દીઠા બાળ રે. આદ્ધિડિયે જો.

જોષી ધ્યાનીયે જ્યોતી રૂપ દીઠા, કુંવરબાઇએ દીઠા પિતાયરે;
માતાજીયે લટકાળો છોગાળો, દીઠા શ્રીગોકુળના રાય રે. આદ્ધિડિયે જો.
અબળા તેને જેવા તેને તેવા, વ્યાપી રહ્યો કરૂણાળ રે;
મેહેતાજીની કંઠે આરોપી, લઇ મોગરાની માળ રે. આદ્ધિડિયે જો.

રામરાગનું તાન મિલાવે, મોરલી મર્દન ગોપાળ રે;
જયજયકાર કહો સરવકો, હરિભક્ત વત્સલ પ્રતિપાળરે. આદ્ધિડિયે જો.

લોક સહુ રાજાને કહેજે, તમે મોટો અપરાધ કીધો રે;
રામાનંદને રીસ ચડી બહુ, શ્રાપ રાજાને કીધો રે. આદ્ધિડિયે જો.

પ્રભુના જનને તે બહુ પીડયો, કાંઇ ન વિચાર્યું આપરે,
ત્રણ જનમ તું મ્લેછ થઇને, ભોગવજે તુજ પાપરે. આદ્ધિડિયે જો.

ત્યારે લુરસેનાએ હાથજ સાહ્યો, રાજાને શાપ ન દીજેરે;
જેણે આપણું ભુંડું કીધું હોય, તેણું રૂડું કીજે રે. આદ્ધિડિયે જો.

ત્યારે રાજા પસ્તાયો પોતે, આવી દંડવત કીધો રે;
મેં કુમતિયે કાંઇ ન માન્યું, મારો એકે અર્થ ન સીધ્યોરે. આદ્ધિડિયે જો.

આગળ સુવર્ણ બ્રહ્મ પોતે આપી, તે કશું ન આવ્યું કામરે;
કળિજુગ માંહી હરી ભક્ત મોટા, વળી નારાયણ નામરે. આદ્ધિડિયે જો.

એ વાત તે કોને કહીયે, મળ્યા પ્રધાનને સત્તર સન્યાશીરે;
નારાયણનો જન મેં દુભવ્યો, હૈયે ન જોયું વિમાસી રે. આદ્ધિડિયે જો.

ત્યારે મેહેતાજી એણીપેરે બોલ્યા, સહિ રાજાનો હાથ રે;
વાંક સઘળો છે તારી માતાનો, તેને પુછ તું વાત રે. આદ્ધિડિયે જો.

રાજા જઇ માતને કહે છે, હવે શી પેર થાશે રે;
માતા કહે તેં કહ્યું ન માન્યું, જુનાગઢ તુજ જાશે રે. આદ્ધિડિયે જો.

વળતો રાજા એણીપેરે બોલ્યો મા સઘળો તારો વાંક રે;
સાચું કહે જે નિપજ્યું હોય તે, હું થઇશ તારો રાંક રે. આદ્ધિડિયે જો૦

વળતી માતા એણીપેરે બોલી કહુંછું સાચું હું મ રે;
મેં સેવકનું મુખ મેં જોયું, પેટ રહ્યો જવ તુંય રે; આદ્ધિડિયે જો૦

દુષ્ટ તારું મુખ જોતાં આવો, નિરદય ઉપજ્યો તન રે;
મેં ન માન્યું પ્રથમ કોઇનું, પીડ્યા હરિના જન રે. આદ્ધિડિયે જો૦

એવું સુણીને મંડળિક મનમાં, પસ્તાયો બહુ આપ રે;
નરસૈયાને પીડા પમાડી, તેથી પામ્યો શાપ રે. આદ્ધિડિયે જો૦

## પદ ૧૦૧ મું.

શ્રી દામોદરે દયા કરીને, નરસૈયા નાગરનો રાખ્યો રંગ;
સર્વ સેવકના સુખને કારણ, રાય મંડલિક કીધો મન ભંગ. શ્રીદામોદરે ટેક.
કો કહે કામીને કો કહે કપટી, પણ સેવકને તમારી આશ;
રાખિ લાજ સભામાં સાચી, દુરિજન સઘળા કીધા નીરાસ. શ્રીદામોદરે૦
કળિજુગ માંહે પ્રત્યક્ષ દીઠું, નરસૈને જીતાડયો હોડ;
કાને કુંડલ ઘાલ્યા મેહેતાને પીતાંબર આપ્યું છે કોડ. શ્રીદામોદરે૦
એ જાર જાતે કાંઈ ન જાણ્યું, વૈષ્ણવ સાથે કીધો વાદ;
પ્રજા જનો સહુ એણીપેરે કહે છે, ઉતાર્યો હારે એનો નાદ. શ્રીદામોદરે૦
જય જયકાર હવે સોરઠમાં, મેહેતાને આપ્યો હારજ હરી;
મંડળિક રાયનો મમત હરીને, નરસૈયા નાગરની રક્ષા કરી. શ્રીદામોદરે૦

## પદ ૧૦૨ મું.

મારા ઠાકોર દામોદરે, મારી સાર કરી સંભારી રે;
વૈકુંઠથી વેગે આવીને, આપ્યો હાર ઉતારી રે. મારા ઠાકોર. ટેક.
ભક્ત જનને વાસે લાડ લડાવ્યાં, સદારે છે સુખકારી રે;
અનેક ભક્ત આગે ઉદ્ધાર્યા, કૃપા કરી મુરારી રે. મારા ઠાકોર૦
નૃપતી નિત્ય દેતા સુવર્ણનું, ન્હાતો ગંગા નીર રે;
પણ વૈષ્ણવથી દ્વેશજ કરતો, તેથી પામ્યો કલંક શરીર રે. મારા ઠાકોર૦
સુત સનકાદિક નવર નાર, નગમ ચતુરમુખ;
હનુમાન સરખા દેવતાઓ, હરિગુણ કોને ન. મારા ઠાકોર૦
જનને સેવા શુરનર કરે ગુણસહસ્ત્ર અઠયાશી ગાયરે;
અમર ઇંદ્રાદિક ગાંધર્વ અપ્સરા ગુણ શ્રીહરીના ગાય રે. મારા ઠાકોર૦
મામેરૂં મોહને કીધું, આપ્યાં વસ્ત્ર શણગારરે;
મંડળિક દેખતાં મ્હારાજે મુને હેતે દીધો હાર રે. મારા ઠાકોર૦
સોરઠ જન જોવાને આવ્યા પોહોત્યા મનના કોડરે;
સકળ સભામાં લજ્જા રાખી, નરસઇયા ઝાગાડયે; હોડ રે. મારા ઠાકોર૦
કળિજુગ માંહે કઠણ માનવી, પામર કેને ન પતીજે રે;
ભણે નરસઇઓ સુણો નારાયણ, ચરણ શરણ રાખ લીજે મારા ઠાકોર૦

## પદ ૧૦૩ મું.

શ્રી દામોદરે કીધી દયા જે, મુગટ સહિ! મુને આપ્યો હાર;
બાજુબંધ ને બેરખા આપ્યા, ત્રિભુવન વરત્યો જયજયકાર. શ્રી દામોદરે૦ ટેક.
રાજા તું ઘેલો થયો જે, ખડગ લઇને આવ્યો સંગ;
રસીયાજી શું રંગે રમતા, રમાપતિએ રાખ્યો રંગ. શ્રી દામોદરે૦
સાચા ગુણ આઉ ગોવિંદના, ઠામ ઠામ રાખી મુજ લાજ;
અહૂળ ન થાય એ અલબેલો સારે સેવક જનનાં કાજ. શ્રી દામોદરે૦
જે જન સેવે સાચા મનથી, તે ત્રિકમજી જાણેરે;
ભીડ પડે જ્યારે સેવકને, સહાય કરે તે ટાણે રે. શ્રી દામોદરે૦
સજ્જન સરવે સાધુ માનો એ હરી દીન દયાળરે;
નિજ સેવકની લજ્જા રાખી, કંઠે અરપી માળ રે. શ્રી દામોદરે૦

પદ ૧૦૪ મું.

શ્રી દામોદરના ગુણ ગાતાં, નર કો દુખિયા ન હોય રે;
સદા શામળિયો શરણે રાખે, સન્મુખ આવી જોય રે. શ્રી દામોદરના ટેક.
મુરખ મુઢ હિંડે રડવડ્યો, નવ જાણે હરિનો મર્મ રે;
સમરણ કરતાં તરતજ આવે, પરિપુરણ પરબ્રહ્મ રે. શ્રી દામોદરના.
છેલ છબીલો ને છોગાળો, નિત્ય નિત્ય તેને ભજીયે રે;
મંડળીક માન ઉતાર્યું જેણે, કહો કેમ તેને તજીયે રે. શ્રી દામોદરના.
સુખદાતાની પુર્ણ કૃપાથી અવિચળ પદ હું પામ્યો રે;
નરસઇના સ્વામીને જોતાં, ભવ ભય સઘળો વામ્યો રે. શ્રી દામોદરના.

પદ ૧૦૫ મું.

વાલાના ગુણ શા શા કહું રે, અવસર આવી રાખે લાજ;
પતિત પાવન હરી નામ તમારૂં પ્રગટ થાઓ છો ભક્તને કાજ. વાલાના.
કૃપા કરી મુને હારજ આપ્યો, મંડળીકરાય થતો મન ભંગ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ વાલાના.
સાચી પ્રીત કરે જે હરીશું, તેના મનના પુરે કોડ;
કૃપા કરી તમે નરસઇયાને ભક્તવત્સલ પ્રભુ શ્રી રણછોડ. વાલાના.

પદ ૧૦૬ મું.

કરજોડીને દાસ વીનવે, હું સંત કૃપાએ સુખ પામ્યો રે;
ભક્તના ચર્ણ રેણુએ નરસૈયો, સકળ વદના વામ્યો રે. કરજોડીને.
અલ્પ બુદ્ધિ અજ્ઞાની હતો હું દેખાદેખી ચાલ્યો રે;
સાધુ સમાગમ નીશદીન કરતાં, હરજીયે હાથજ ઝાલ્યો રે. કરજોડીને.
પ્રજાજન સહુ ચરણે નમીયા, નગર તણા જે વાશીરે;
ભણે નરસઇયો શ્રી હરિ સેવા, ટળશે ભવ દુઃખ ફાંસીરે. કરજોડીને.

પદ ૧૦૭ મું.

ઓળંબો અકળ નહીં જાય મ્હારો વાલો. ઓળંબો શ્રી ગોકુળરાયરે;
કૃપા સાગરે કૃપા કરીને, કીધી મહારી સહાયરે. ઓળંબો.
ઓળંબો ધ્રુવ પ્રલ્હાદ વિભિષણ, અમરિષને હનુમાનરે;
અક્રુર ઓધવ વિપ્ર સુદામા, વિદુર ભક્ત વરદાનરે. ઓળંબો.
ઓળંબો વેગે ધ્રુવપદ તનયા, ચરણે અહલ્યા નારીરે;
કુબજાનું ચંદન માગી લીધું ગોકુળ રાખ્યું મોરારી રે. ઓળંબો.
ઓળંબો વેગે વ્રજ વિનતા, તારણ તરણ ગિરિધારી રે;
ઓળંબો પ્રીત કરી જે ભક્તે, લીલા કુંજ વિહારી રે. ઓળંબો.
સાંદીપનીને સુત આણી આપ્યો, વેદ વદે એમ સાચું રે;
મારો ઠાકોર એજ દામોદર, અહોનિશ મને જાચું રે. ઓળંબો.
ભક્તવત્સલ સદા હરી દાતા, દીનાનાથ કહાવેરે;
નરસઈના સ્વામીને સમરતાં, પુનરપી જનમ ન આવે રે. ઓળંબો.

પદ ૧૦૮ મું.

નિરખી લોક નગરના હરખ્યા, ધન્ય મહેતાનો અવતાર રે;
નૃપતિ આવી ચરણે લાગ્યો, કરે કર જોડી નરનારરે. નિરખી.

ને અબુધ મુરખ અજ્ઞાની ખોટી કહી વૈષ્ણવની વાત રે;
સ્વામી સેવકમાં ભિન્ન ન હોએ, સ્તી સ્મૃતિ બોલે વિખ્યાતરે. નિરખી.
છબિલાજીના વાલા જે જન, તે સાથે ન કરવો દ્વેષરે;
સાચું પાસું શામળિયાનું, નિશ્ચે લખ્યો મટે નહિ લેખરે. નિરખી.
દુરિજન સઘળા દુઃખજ પામ્યા, જેણે કીધાં કુડાં કર્મરે;
ભણે નરસઈયો તમે સુકૃત કરો સૌ ધણીધર રાખે ધર્મરે. નિરખી.

પદ ૧૦૯ મું.

ધન્ય ધન્ય તું એમ કહે શ્રીહરી, નરસૈયા તું મારો ભક્ત સાચો રે;
મેહેલી પુરૂષાતન સખિને રૂપે થયો તારો પ્રેમ જોઈ હું રાચ્યો રે. ધન્ય.
તુજમાં ન મુજમાં ભેદ નહિ નાગરા, માન્ય તું વેદવાણી રે;
હજી પતિત મહારી નથી તુજને, માગતાં મોકલ્યું ટાહાડું પાણી રે. ધન્ય.
મામેરૂં કીધું તે કેમ ગયો વિસરી, હાર આપ્યો તે પ્રત્યક્ષ સુપરે;
ચૌદભુવનમાં તુજ સમો કો નહિ, માહરૂં વ્હાહરૂં એક રૂપરે. ધન્ય.
તાહરો અક્ષર ગાય ને સાંભળે, કુળ સહિત પાવન થાએરે;
ભણે નરસઈયો મિઠું બોલી શું રીઝવે, કરજોડી કૃષ્ણજી સમ ખાએરે. ધન્ય.

પદ ૧૧૦ મું.

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રી હરી, ત્રિગુણ રહીતમન થયું રે તારૂં;
કોટિ બ્રહ્માંડનો પતિ કરે વિનતી, નરસઈયા માન્ય તું વચન મહારૂં. ધન્ય.
જેવી વ્રજ સુંદરી તેવો તું નરસઈયો, નિરમળ મને મારા જશ ગાયો;
રાસ ક્રીડા કરી તુજને મેં દાખવી હાર આપવાને હું હોંસે ધાયો. ધન્ય.
વ્રજલીલા મધ્યે કેલીમાં કાનજી પુરૂષ નામે કોઇ પાસ નાવે;
આદ્ય એ શ્રી હરી ત્રીજ વિનતી ખરી, નરસઇ વિના લાડ કુણ લડાવે. ધન્ય.

પદ ૧૧૧ મું.

સંસારનો ભય નિકટ ન આવે, કૃષ્ણ ગોપાળને ભજતાં રે;
ત્રિવિધી તાપ ટળે સહુ તનના, મોહ માયાને તજતાં રે. સંસારનો.
ધ્રુવની દ્રઢ ભક્તિને જાણી, અવિચળ પદવી આપી રે;
પ્રલ્હાદ ઉગારી લીધો, જનમ જરા જડ કાપી રે. સંસારનો.
જે જપે સાચો ભાવજ રાખી, જપે શ્રી જગદીશ રે;
શરણાગત રાખે શામળીયો, કાપે સઉ કિલ્મિષ રે. સંસારનો.
શ્રી દામોદર જેવા દાતા જગમાં, ન મળે કોય રે;
નરસઈયો કહે નિશદિન જપિયે, સકળ કારજ સિદ્ધ હોય રે. સંસારનો.

પદ ૧૧૨ મું.

મંડળિક આવી લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતી રાય;
પ્રલંબ પ્રધાન વિનય બહુ કરે, આંચો નયણે નીરજ ભરે. મંડળીક.
શ્રીપાત સરવે મેતાજીને નમ્યા, અમો અતિશય તમને દમ્યા;
અમે અજ્ઞાન થયા મહારાજ, રાખી દામોદરે તમ લાજ. મંડળીક.

મ મહેતાજીને પ્રણામજ કરે, સન્યાસી વિનય વચન ઉચરે;
દૂરથી નાગર ઘેરજ ગયા, વૈષ્ણવ સર્વે રળિઆતજ થયા. મંડળીક.
એ હરિજનનો મહિમા રહ્યો, રાય મંડળિકે પોતે લહ્યો;
સભા સર્વેજન બોલે પેર, મેહેતાજી પધારો ઘેર. મંડળીક.
સખિયો સહિત ઉઠયા તેણીવાર, સર્વે બોલે ત્યાં જયજયકાર;
મેહેતાજી આવ્યા મંદિર માંહે, વૈષ્ણવ જને વધાવ્યા ત્યાંહે. મંડળીક.
નરસઇયો કહે જપો હરી નામ, દામોદરને છે પ્રણામ;

## પદ ૧૧૩ મું.

આવો અમારે દેહાડે, મીઠા મોહન માવા;
દહિં દુધને વળી ધૃત ઘણું, ખીરમાં ખાંડ ખાવા. આવો અમારે.
રસોઇ કરી ભાત ભાતની, કાન તમારે કાજે;
પ્રીતમ પ્રીતે પધારિએ કૃપા કરીને આજે. આવો અમારે.
ગંગાજળ મેં તો ગરમ કર્યું નાથ તમારે નાવા;
આપું પીતાંબર પહેરવા, ચાલો પરસાદ પાવા. આવો અમારે.
અરજ સુણી અલબેલડો પ્રેમે આવ્યા ધાઇ;
ગોપીયો દેખી ઘેલી થઇ અતી મન હરખાઇ. આવો અમારે.
ભાવેથી ભોજન જમાડીયાં, બીડી પાનની દીધી;
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી. આવો અમારે.
પ્રેમની સાંકળે બાંધીયા હવે નહિ દેઉં જાવા;
નરસઇના સ્વામી શામળા ચાલો ગોકુળ ગાવા. આવો અમારે.

## પદ ૧૧૪—મેહેતાની સખી આનબાઇની વિનતિ.

સાંભળો સામળીયા વાલા તમથી નથી કાંઇ કાચું રે;
દુરિજન સૌ મળી આડું બોલે છે, રખે તે માનતા સાચું રે. સાંભળો.
અંતરની જાણો અલબેલા, મેહેતાજી નાત છે મ્હારેરે;
સઉ મળીને મુજને સંતાપે, શું કહીયે વારે વારે. સાંભળો.
નાગર સરવે નીત્ય મળીને મેહેતાજીનું નોતરૂં ટાળ્યું રે;
કંઠ કટારીને દેહજ પાડું જો, પ્રભુ સાચું નવ ભાળ્યું રે. સાંભળો.
જો મહેતાજી જમવા ન આવે તો, મ્હારે તમારી શી માયા રે;
જોર નથી બીજું જગજીવન, પાડીશ મહારી કાયા રે. સાંભળો.
નાગર સઉ નહિ નહિને આવ્યા, પહેર્યાં પીતાંબર ભાવ્યા રે;
એક એક નાગરમાં ઢેડ બેબે, તેવા શામળીયે બતાવ્યા રે. સાંભળો.
અંતરજામી અરજ સાંભળી, નાગર જમવા બેઠા રે;
એક એક કરમાં અસ્થી લઇને, નાગરમાં ઢેડ પેઠા રે. સાંભળો.
એક એકના મુખ સામું જોયું, આતે શું કહેવાય રે;
નાગર સઉ નાત બહાર રહીશું, હવે ક્યાં નાશી જવાય રે. સાંભળો.
નાગર સરવે નાત મળીને, કીધો એક વિચાર રે;
જો મેહેતાજી જમવા ન આવે તો, નીત નિકળો ગામ બહાર રે. સાંભળો.

ભક્તસજનને જમવા તેડાવો, મન મનાવી લાવો રે;
કૃપાનાથ કૃપાવંત થઈને, હવે તે જમવાને આવો રે. સાંભળો૦
નાગર સરવે નત મળીને, મેહેતાજીને તેડવા પધાર્યા રે;
શું છે મેહેતાજી જમવા નથી આવ્યા, વાટ જોઈજોઈ અમો હાર્યારે. સાંભળો૦
થરડ નથી મેહેતાના મનમાં તેડયા તતક્ષણ આવ્યા રે;
માનબાઈનો સ્વામી અધિક શિરોમણ સરવા તે ટેડ સમાવ્યારે; સાંભળો૦

## પદ ૧૧૫ મું.

પ્રાણ થકી મુને વૈષ્ણવ વહાલા, અહરનિશ એને ધાઉં રે;
તપ તીરથ વૈકુંઠ તજીને, વૈષ્ણવ હોય ત્યાં જાઉં રે. પ્રાણપે મુને.
અમરિષ મુજને અતીશય વહાલો દુરવાસાએ માન ભંગ કીધોરે;
જગત ભગતની ક્ષમા કરવા અવતાર દશધારે લીધો રે. પ્રાણપે મુને.
બેઠા ગાય ત્યાં ઉભો સાંભળું ઉભા ગાય ત્યાં નાચું રે;
વૈષ્ણવથી ક્ષણું નહિ હું અળગો, ભણે નરસઈયો સાચું રે. પ્રાણપે મુને.

## પદ ૧૧૬ મું.

હરિની ભક્તિ વિના જે જીવે, તેનો અફળ ગયો અવતાર;
તુલસીની માળા ને તિલકજ પાખે, બીજા જુઠા શા શણગાર. હરિની.
દશ માસ ઉદર દુઃખ પામ્યો, કિધું કારજ તે ખર ભાર;
દેહ ધરિ હરી દાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર. હરિની.
વૈષ્ણવ જન વહાલા નહિ જેને, નિરથા ગયો તેનો અવતાર;
નરસઈના સ્વામી વિના બીજા, અનેક મિથ્યા ધર્મ વિચાર. હરિની.

## પદ ૧૧૭ મું.

ધન્યરે ધન્યરે જીવતર વૈષ્ણવનું, જ્યાં જોઈએ ત્યાં હરિગુણ ગાય;
ચઉદ લોકમાં પહેલા પુજા. નરનારી તે વૈકુંઠ જાય. ધન્ય ધન્યરે.
વૈષ્ણવ કેરાં કહું ગુણ લક્ષણ તિલક છાપને તુળસી માળ;
વૈષ્ણવ કેરો વેશ દેખીને, જમકિંકર નાસે તતકાળ. ધન્ય ધન્ય રે.
જન્મ મરણના ફેરા છુટે, જમ જોખમથી ચબે અંગ;
સંસાર માંહે તે નર જીત્યા, જેને નિશદીન વૈષ્ણવ સંગ. ધન્ય ધન્ય રે.
માત પિતા કેઈ કુળ તારે, પાડોશી પાવન પરિવાર;
ભણે નરસઈયો હરિગુણ ગાતાં, પુનરપી તેને નહિ અવતાર ધન્ય ધન્ય રે.

## પદ ૧૧૮ મું.

ઉઠી પ્રભાતમાં ત્યાગી મળ મુત્રને સ્વચ્છ પાણીવડે નિત્યે નાહવું;
ધુપ ધૃત દીપ, નૈવેદ નિજ દેવને, અર્પી સર્વ પ્રભુ કેઈ રહાવું,
દેવા ઢાંપી કૃતિ અટપટી અવનવી, ભૂદરે ભક્ત ભીડ ભાગવાને;
ક્રુર ઉમારીઓ શત્રુ સંહારીએ. સટીમાં સત્ય દેખાવવાને,
એવી અગમ્યાગમ્યા વિષ્ણુભગવાનની બાળચેષ્ટા કીડા કરવાને,
વિષ્ણુ ભક્તે સદા વાલથી વાંચવી, વાત જે છાપી વિષ્ણુ પુરાણે.

આકના વૃક્ષથી આમ્રફલ વેડવા, મુરખો જો કદી આશા ધરશે;
શ્રમ વ્રથા તેહનો તો જય જગ વિશે, જ્ઞાનહીણો સદા તેજ હરશે.
જીવ ઇશ્વર અને બ્રહ્મના ભર્મમાં, સત્ય વસ્તુ નહિ સઘ જડશે;
હું અને તું પણું તજીશ નરસિંહ તો, ગુરૂ ગમે હર્ષથી પાર પડશે.

## પદ ૧૨૩ મું.

ઉભીરે આળસ મોડે આ જોને કોઇ ઉભી આળસ મોડે;
ઓછો સાળુ શીરપર ઓઢયા, રંગ ભના યે થોડે થોડે. આ જોને કોઇ.
ચરણમાં નેપુર રૂમઝુમ બોલે, હીંડે છે વાંકે અંબોડે. આ જોને કોઇ.
સોનાની ઝારી સરસ સમારી, માંહિ નીર ગંગાજળ જોડે. આ જોને કોઇ.
મેહેતા નરસઇયાને પાણી પાવા, મારો વાલોજી આવ્યા છે હોડે. આ જોને કોઇ.

## પદ ૧૨૪ મું.

મોહ્યા છે મુનીવર રાયરે ગોરી તારે તાજુડે, મોહ્યા છે મુનિવર રાયરે ટેક,
રૂપ સકોમલ દીસે છે સુંદરી, આધ ઇશ્વરી મોટી માયા રે. ગોરી તારે.
આરે વેણ તમે કયાંરે ગુંથાવી, સણગાર વાળ્યો સુધારી;
આ કંચવો તમે કયાં શીવડાવ્યો, માંહિ છે વ્રજ કેરી નારી રે. ગોરી તારે.
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, ઘુઘરીયો ઘાંઠી ધમકેરે;
હાર ગળામાં એણીપેરે ઓપે, ગગનમાં વિજળી ચમકેરે. ગોરી તારે.
નિલવટ આડ કેશરની કીધી, મૃગમદ ટીલડી કરેલી રે,
આંખલડી તારી અતી અણીયાળી લીલામાં હીંડે લાડ ઘેલી રે. ગોરી તારે.
ચંચળ દ્રષ્ટે ચાર દીશ જોતી, ચિત ચોરવાનો છે ચાળો રે;
નહિ અબળાએ મેહેતા નરસઇનો સ્વામી, સુંદરીનું વદન નીહાળોરે. ગોરી તારે.

## પદ ૧૨૫ મું.

હરિ આવ્યા છે નારીને વેશે એને કોઇ જુવો રે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, એને જોઇ દુખડાં ખુવો રે. એને કોઇ.
માતપીતા એનાં મનમાં વિમાસે, એ ઇહાં કયાં થકી આવી રે;
અચરજ સરખું સહુકોને લાગે, એતો જળની ઝારી કયાંથી લાવી રે. એને કોઇ.
ભાઇ પોતાનો તતક્ષણ ઉઠયો, આવ્યો છે મંદીર જાણી રે;
રતનબાઇ ઘરમાં વ્યાકુળ ફરે છે, લ્યો પીયો મેહેતાજી તમો પાણીરે. એને કોઇ.
પુત્રીને પરમેશ્વર જાણી, સભાની મધ્યે આણી રે;
અંતરધ્યાન થયા અલબેલો ત્યારે વાત તે સઘળે જાણી રે. એને કોઇ.
જયજયકાર થયા અલબેલો ત્યારે વાત તે સઘળે જાણી રે. એને કોઇ.
જયજયકાર થયો જુગ બધે સહુને, હરખ વાધ્યો ઘણો હૈયેરે;
માનબાઇના સ્વામીના સંગે રમતાં, એના ચરણ કમળમાં રહિયેરે. એને કોઇ.

## પદ ૧૨૬ મું.

ઘડપણ કોણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સદૈ કાળ. ઘડપણ કોણે. ટેક.
ઉભર તો ડુંગર થયારે, પાદર થયાં પરદેશ,
ઝોળી તો ગંગા થઇરે, અંગે ઉજળા થયા છે કેશ. ઘડપણ કોણે.
નોતું જોઇતું ને શીદ આવિયું રે, નોતી જોઇ તારી વાટ,
ઘરમાંથી હળવાં થયાં રે કહેશે ટાળો એની ખુણે ખાટ. ઘડપણ કોણે.

[illegible] ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ,
રાજને રોજ જોઇએ રાબડીરે, એવી બળીરે ઘડપણની એ ટેવ. ઘડપણ કોણે.
આંખે તો સુજે નહિરે, થરથર ધ્રુજે કાય;
ખાધું તો અન્ન પચે નહિરે, વળિ બેઠાં તો ન[illegible]ય. ઘડપણ કોણે.
પ્રાતઃકાળે પ્રાણ મહારારે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે છે મરતો નથી રે, તને બેશી રહેતાં શું થાય. ઘડપણ કોણે.
દીકરા તો જુજવા થયા રે, વહુવર દેછે ગાળ;
દીકરીયોને જમાઇ લેઇ ગયા રે, હવે ઘડપણના શારે હવાલ. ઘડપણ કોણે.
નવ નાડિયો [illegible]જવી પડીરે, આવી પહોંચ્યો કાળ;
બઇરાં છોક[illegible] ફટ કરે, નાનાં મોટાં મળિ દેછે ગાળ. ઘડપણ કોણે.
આવી વેળા [illegible]ળની ત્યારે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળિએથી છોડી વાંસળીરે, તેણે લેઇ લીધી તેણી વાર. ઘડપણ કોણે.
એવું જાણી સઉ હરી ભજોરે, સાંભળો સહુ સાર્થ;
ધર્મના સત્ય વચન થકીરે, મહેતા નરસઇ ઉતારો ભવપાર. ઘડપણ કોણે.

## પદ ૧૨૭ સું.

જન્મ ધરી શું કીધું, સુનશા જન્મ ધરી શું કીધું.
ક્યાંથી આવ્યો ને ક્યાં તું રે જાઇશ, એકે કામ નવ સીધું. સુનશા.
અમૃતનો રસ ઢળતોરે મુકી, વિષ હળાહળ પીધું;
નરસઇયાના સ્વામિ પતિત પાવન, તેનું નામ નવ દીધું. સુનશા.

## પદ ૧૨૮ સું.

ઝાંઝર ઝમણું ને આંખ ઉઘાડી, નિરખ્યાં વદન સુકોમલ સ[illegible] રે. ઝાંઝર.
આસન વાળી બેઠા વનમાળી, મોટા મોટા યોગેશ્વર શું [illegible]ળી. ઝાંઝર.
સોનાની ઝારી વાલે મારે કરમારે લીધી, ભરી સભામાં નાગર નરસઇયાને દીધી. ઝાંઝર.
મેં જાણ્યું તે વાલો મારો બ્રહ્મચારી, સોળ સહસ્ર ગોપીઓ જે ઘટની નારી. ઝાંઝર.
નરસઇયો કહે છે મારી શી પેર થાશે, બાંવડી ગ્રહો તમે મારી દેહડી જાશે. ઝાંઝર.

## પદ ૧૨૯ સું.

ધેનુ ચારી ઘેર આવે વાલો મારો ધેનુ ચારી ઘેર આવે;
હાથમાં લાકડીયાં, ને ખભે કાંમળોયાં, મીઠીસી મોરલી બજાવે. વહાલો૦
ગુંજાંકેરા હાર મનોહર, મોર મુગટ શિર સોહિયે;
શ્યામ તણી સુરતા જોઇ જોઇ, વ્રજ વનિતાનું મન મોહીએ. વહાલો૦
કુંમ કુંમ કેરા છાટા દેવરાવું, મોતીડે ચોક પુરાવું;
નરસઇનો સ્વામિ મંદીર પધારો, આંગણે ફુલડાં વેરાવું. વહાલો૦

## પદ [illegible] સું.

સંતો અમેરે વેહેવારીઆ શ્રી રામ નામના;
વેપારી આવે છે બધા ગામ ગામના. સંતો૦
અમારૂ [illegible]ણું સાચુ સઉકોને ભાવે;
અમારે વરણ જેને હોરતાને આવે. સંતો૦

અમારૂં વસાણું કાળ દુકાળે ન ખુટે;
જેને ચોર ન લુંટે જેને રાજા ન દંડે. સંતો૦
રામ નામ ધન્ય મારે વાજે ને ગાજે;
છપ્પન ક્રેપર મે[illegible]ા વાગે સંતો૦
લાખ તણાં તો લેખાં નહિ ને, માગવની છે પુંજી;
હોવુ હોય તો હોની લેજો, કસ્તુરી છે મોંઘી. સંતો૦
આરંભ ને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ,
ચોઠીમાં ચતુર્ભુજ લખીયા નરસૈયાનું નામ. સંતો૦

પદ ૧૩૧ મું.

જાય છે જવાની તારી જાય છે જવાની,
હરીના ભજન વિના જાય છે જવાની. જાય છે૦
કાયા તારી કંચન જેસી મોતી જેસા પાની;
મુવા કેડે બાળી મુકશે ફિટી જશે વાની. જાય છે૦
જાતી રહેશે જવાનીને પછી થાશે હાની,
છાના માના જમ આવશે લેઈ જાશે તાણી. જાય છે૦
માયા તમે મુકી દોને થાઓને જ્ઞાની;
નરસઈયાનો સ્વામી સાચો દુનીયા દિવાની. જાય છે૦

પદ ૧૩૨ મું.

નારાયણનું સમરણ કરતાં વારે તેને તજીએરે,
મનસા વાચા કર્મણા કરીને લક્ષ્મીવરને ભજીએરે. નારા૦
કુળને તજીએ કુટુંબને [illegible] તજીએ મા ને બાપરે;
ભગની સુતદારાને તજીએ, [illegible] તજે કચુકી સાપરે. નારાયણ૦
પ્રથમ પિતા પ્રહ્લાદે તજીઓ નવ તજ્યું હરીનું નામરે,
ભરત શત્રુઘ્નને તજી જનેતા, નવ તજીયા શ્રીરામરે. નારાયણ૦
રૂષી પત્ની શ્રી હરીને કાજે, તજેલા ભરથાર રે;
તેમાં તેનું કાંઈએ ન ગયું, પામી પદારથ ચાર રે. નારાયણ૦
વ્રજ વનિતા વિઠ્ઠલવર કાજે સરત તજીને વન ચાલી રે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, મોહન સાથે મહાલીરે. નારાયણ૦



# જાહેર ખબર.

સરવે વઇસનવોને વીનંતીપુરવક જનાવું છું કે નીચે મુજબ ચોપડીયો અમારે ત્યાંથી રોકડી કીમતે મલશે માત્ર જવાબ લખી મંગાવી લેજો જવાબ મંગાવનારે ટીકીટ મોકલશો તો જવાબ આપવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| ભારથ મોટું ગદમા વલભવ્યાસજી | ૭-૦-૦ | ભગત સીરોમની | ૦-૮-૦ |
| ભારથ મોટુ પદમા વલભવાસજી | ૫-૦-૦ | શ્રીમત ભાગવત | ૭-૦-૦ |
| ગીરધર કૃત રામાયન મોટી | ૪-૦-૦ | અભેમાન્યુનો ચકાવો વલભ વીયાસ | ૦-૮-૦ |
| ગીરધર કૃત રામાયન નાની | ૧-૮-૦ | સુરેખા હરન વલભનો | ૦-૮-૦ |
| જાલંદરની કથા | ૧-૦-૦ | મછરેદ વલભ વાસનો | ૦-૮-૦ |
| કાવ્ય દોહન | ૧-૦-૦ | સુધનવા આખ્યાન | ૦-૮-૦ |
| ભગતમાલ | ૨-૦-૦ | મની કાન્ત કાવીય માલા | ૨-૮-૦ |
| ધોલપદ | ૦-૮-૦ | મંગલમે | ૦-૬-૦ |
| ઓખાહરન મોટાં | ૦-૮-૦ | નીરભાગી નીમળા | ૦-૬-૦ |
| ઓખાહરન નાના | ૦-૪-૦ | સદેવંત સાવલીગા | ૦-૪-૦ |
| ભગવત ગીતા | ૦-૮-૦ | ગજરા મારૂજી | ૦-૪-૦ |
| પ્રભાત સંગ્રહ મોટાં | [illegible]-૪-૦ | બરાસ કસ્તુરી | ૦-૪-૦ |
| સતનારાયન ગુજરાતી | ૦-૪-૦ | ગુલબકાવરી | ૦-૪-૦ |
| ચતુર સુંદર ગરબાવલી | ૦-૮-૦ | સુંદર કામદાર | ૦-૪-૦ |
| છોટમ કૃત કીરતનાવલી | ૦-૮-૦ | | |
| ભજન સાગર | ૦-૮-૦ | | |

આ સીવાય ઘણી જાતની ચોપડીઓ અમારે ત્યાંથી રોકડી કીમતે મલશે દેશાવર વાલાને વી. પી. થી મોકલવામા આવશે તથા બંધ મંગાવનારને સારૂ કમીશન આપવામાં આવશે. શા. પ્રેમચંદ હઠીસંઘ બુકસેલર ઠે. ત્રાંબા કાંટા વીઠલદાસ બાલચંદની દુકાને મુંબઇ તથા લલુભાઇ અમુલખદાસ ઠે. માણેકચોક અમદાવાદ. તથા ડાકોર.

---

અમદાવાદ—ટંકશાળમાં ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કં૦ લિ૦ મોતીલાલ શામળદાસે છાપ્યું.